રાવેલા જિનાલયમાં પણ પ્રતિષ્ઠા કરાવી તે પ્રદેશમાં જૈનધર્મનો બહુ પ્રચાર કર્યો અને તેઓ ત્યાં જ સ્વર્ગસ્થ થયા

૨૯. આ૦ દેવગુપ્તસૂરિ ( પાંચમા )

૩૦. આ૦ સિદ્ધસૂરિ ( પાંચમા )

૩૧ આ૦ રત્નપ્રભસૂરિ (છઠ્ઠા)–આ આચાર્યના બીજા શિષ્ય આ૦ ઉદયવર્ધનથી 'દ્વિવંદનીક ગચ્છ' ને તેમાંથી જ તપગચ્છમાં ભળી 'તપારત્નશાખા' નીકળી છે [જે મેં આગળ આપેલ છે].

૩૨ આ૦ યક્ષદેવસૂરિ (૬)

૩૩. આ૦ કક્કસૂરિ (૬)–આ આચાર્ય મહાન શક્તિસંપન્ન હતા તેઓએ શ્રીમાલપુરના જિનાલયમાં ભગવાન શ્રીઋષભદેવની પ્રતિષ્ઠા કરી તેમને સચ્ચિકાદેવી, ચક્રેશ્વરીદેવી અને સર્વાનુભૂતિ યક્ષ હાજરાહજુર હતા. એકવાર મરોટકોટના શ્રાવક શેઠ સોમાશાહને ભરૂચમાં ગુરુ તથા દેવીને બંધ દરવાજે જોઈને કુશંકા ઉત્પન્ન થઈ દેવીએ તરત જ તેને લોહી વમતો કરી મૂકયો અને ગુરુની આજ્ઞાથી સાજો તો કર્યો પણ ત્યારથી દેવીએ પ્રત્યક્ષ સ્વરૂપે ગુરુ પાસે આવવાનું બંધ કર્યું

ત્યાર પછી આચાર્ય મહારાજે સ્વગચ્છની પુનર્વ્યવસ્થા કરી તે આ પ્રમાણે:

૧ આ૦ રત્નપ્રભસૂરિ, આ૦ યક્ષદેવસૂરિ જેવા યથાર્થ નામી આચાર્યો હવે થવાના નથી માટે હવે પછીના આચાર્યોને એ નામ આપવા નહીં એટલે કે કક્કસૂરિ, દેવગુપ્તસૂરિ અને સિદ્ધસૂરિ એ ત્રણ નામના આચાર્યો કરવા

૨. નાગેન્દ્રગચ્છ કે ચંદ્રગચ્છ ઇત્યાદિ દિગ્બંધમાં સુધારો વધારો કર્યો અને એ જ સમયે શ્રીપાર્શ્વનાથ ભગવાનનો સમુદાય ચંદ્રગચ્છના દિગ્બંધમા દાખલ થયો અને આ૦ ઉદયવર્ધનસૂરિજીનો સમુદાય ભગવાન પાર્શ્વનાથ અને ભગવાન મહાવીરસ્વામી એમ બંને શ્રમણપરંપરાને માનવાથી "દ્વિવંદનીક" તરીકે જાહેર થયો,

જે ગચ્છ સમય જતાં તપગચ્છમાં મળી ગયો અને 'તપારત્ન' તરીકે જાહેર થયો.

૩ ઉપકેશગચ્છમાં—૧ સુંદર, ૨ પ્રભ, ૩ કનક, ૪ મેરુ ૫ સાર, ૬ ચંદ્ર, ૭ સાગર, ૮ હંસ, ૯ તિલક, ૧૦ કલશ, ૧૧ રત્ન, ૧૨ સમુદ્ર, ૧૩ કલ્લોલ, ૧૪ રંગ, ૧૫ શેખર, ૧૬ વિશાલ, ૧૭ રાજ, ૧૮ કુમાર, ૧૯ દેવ, ૨૦ આનંદ, ૨૧ આદિત્ય અને ૨૨ કુંભ એમ ૨૨ નંદી શાખાઓ સ્થાપી.

૪ ત્યાર પછી આ ગચ્છ કકુદાચાર્યસંતાનીય તરીકે ખ્યાતિ પામ્યો.

આ કકુદાચાર્યે એકવાર જેઠ મહિનામાં સંઘ સાથે આબુ તરફ પધારતાં તેની તળેટીમાં પાણી ન મળવાથી સંઘમાં હાહાકાર મચી ગયો ત્યારે તેમણે વડની નીચે ઉપયોગથી જળપ્રાપ્તિ બતાવી સંઘ રક્ષા કરી. સંઘે ત્યાં કુંડ બનાવ્યો, જેનું પાણી દુકાળમાં પણ સુકાતું નહોતું. ચંદ્રાવતીના જૈનો તો વિક્રમની સોળમી પંદરમી સદી સુધી દર સાલ અહીં આવી સાધર્મિકવાત્સલ્ય કરતા હતા. અહીંના સાધર્મિકવાત્સલ્યમાં ઘી ખૂટી ગયું, ત્યારે આચાર્ય મહારાજે જેસલમેરથી મંગાવી આપ્યું હતું.

૩૪ આ૦ દેવગુપ્તસૂરિ (છઠ્ઠા)—તે સમયે ઉ૦ જયતિલકે 'શાંતિનાથચરિત્ર'ની રચના કરી.

૩૫. આ૦ સિદ્ધસૂરિ (છઠ્ઠા)

૩૬ આ૦ કક્કસૂરિ, ૩૭ આ૦ દેવગુપ્તસૂરિ, ૩૮ આ૦ સિદ્ધસૂરિ, ૩૯ આ૦ કક્કસૂરિ (આઠમા)

૪૦ આ૦ દેવગુપ્તસૂરિ (૮)—વિ. સં. ૯૯૫. તેઓ જન્મે ક્ષત્રિય હતા. તેમને વીણા વગાડવાનો રસ લાગ્યો તે કોઈ રીતે છોડી શક્યા નહીં અને ક્રિયાશિથિલ બની ગયા. શ્રીસંઘના કહેવાથી બીજા મુનિને પોતાની પાટે સ્થાપી સૂરિપદ છોડી તેઓ બાદમાં

ચાલ્યા ગયા ત્યારથી ઉપકેશગચ્છમાં એમ નક્કી કરવામાં આવ્યું કે હવે પછી શુદ્ધ પિતૃકુળ અને શુદ્ધ માતૃકુળવાળાઓને જ આચાર્યપદે સ્થાપવા

૪૧. આ૦ સિદ્ધસૂરિ ( આઠમા )

૪૨. આ૦ કક્કસરિ ( નવમા )

૪૩. આ૦ દેવગુપ્તસૂરિ (નવમા)—સં ૧૦૭૨ તેમનુ મુનિપણાનું નામ જિનચંદ્ર ગણિ તથા કુલચંદ્ર ગણિ હતુ. તેમણે 'સ્વોપજ્ઞ લઘુવૃત્તિવાળું નવપદ પ્રકરણ, નવતત્ત્વ પ્રકરણ અને પંચ પ્રમાણ' નામના ગ્રંથો બનાવ્યા છે.

૪૪ આ૦ સિદ્ધસૂરિ (નવમા)—આ સમયે કોરટક ગચ્છમા ૪૫ મી પાટે આ૦ નન્નપ્રભસૂરિ થયા તેમણે વિ. સં. ૧૦૧૩માં આબુ પાસેના એક ગામમાં ચૌહાણ ધાંધલ પુત્ર સુરજન, તેના પુત્ર સાંગણ, તેના પુત્ર બોહિત્થને સપરિવાર જૈન બનાવી બોથરા ગોત્ર સ્થાપ્યું, જેની વચ્છરાજ અને ફોફલિયા મુકિમ વગેરે શાખાઓ થઈ. સુસાણી ગામના રાવ ધુવડજીને જૈન બનાવી ધાડીવાલ ગોત્ર સ્થાપ્યું રાતડિયા ભેરુના સ્થાને રાતડિયા વંશ સ્થાપ્યો રાવ સાંકલાને જૈન બનાવી સખલેચા ગોત્ર સ્થાપ્યું, જેની કાસટિયા, કોઠારી, ખજાનચી વગેરે શાખાઓ બની ( મહાત્માની વહીના આધારે ) તેમની પાટે કોરટક ગચ્છમાં ૪૬ મા પટ્ટધર આ૦ કક્કસૂરિ થયા તેમણે સં ૧૦૧૯ મા ખીવસરના ચૌહાણોને જૈન બનાવી ખીવસરા ગોત્ર સ્થાપ્યું એ જ રીતે મિન્ની ગોત્ર અથવા મનગોત્ર પણ સ્થાપ્યું હતું.

૪૫ આ૦ કક્કસૂરિ ( દસમા )—આ સમયે સુચન્તી શેઠ કપર્દી શાહ ધનના અભિમાનથી અણહિલપુર પાટણ જઈ વસ્યા.

૪૬. આ૦ દેવગુપ્તસૂરિ ( દસમા )

૪૭. આ૦ સિદ્ધસૂરિ ( દસમા )—તેમણે પાટણમાં શેઠ કપર્દી શાહે કરાવેલા જિનાલયમાં સ્વર્ણમિશ્રિત પિત્તલની મહા-

કંઇક ઘૃણા હતી. આથી તે ગર્વમા આવી બોલી ઉઠયો કે હું આ સમસ્ત સિદ્ધાન્તને આ ગ્રામ્ય ભાષામાથી સંસ્કૃતબદ્ધ કરીશ વૃદ્ધવાદિ ગુરૂને પ્રાકૃતની આવી નિન્દા અસહ્ય હતી. તેમણે કહ્યુ "બાલ, સ્ત્રી, મન્દ, મૂર્ખ આદિ સર્વ ચરિત્રના આકાક્ષીઓના ઉપકારાર્થે તત્ત્વજ્ઞોએ સિદ્ધાન્તને પ્રાકૃતમા રાખ્યા છે --

बालस्त्रीमन्दमूर्खाणां नृणां चारित्रकांक्षिणां।
अनुग्रहार्थं तत्त्वज्ञैः सिद्धान्तः प्राकृतः कृतः ॥

તમે પ્રાકૃતની નિન્દા કરી ઘોર પાપ કર્યું " પછી તેમણે આ આ પાપને માટે [2]સિદ્ધસેન દિવાકરને બાર વર્ષ સુધી મૌન રહી પરિભ્રમણ કરવાનુ 'પારાચિક' નામનુ પ્રાયશ્ચિત્ત આપ્યુ આથી વિદિત થાય છે કે જૈન આચાર્ય પ્રાકૃતને કેટલુ ઉચું સ્થાન આપતા હતા. વિશેષ અગાઉ પૃ. ૫ થી ૮ ઉપર કહેવાયુ છે )

૩૮ વિક્રમ સવત થી ત્રણુ ચાર સૈકા પહેલા, પૂર્વ અને ઉત્તર ભારતમા પ્રચલિત[3] માગધી અને અર્ધ-માગધી ભાષાઓના જ્ઞાનને માટે

---

૨ સિદ્ધસેન દિવાકર અન્ય કોઈ નહિ પણ વિક્રમાદિત્યની સભાનાં નવરત્નો પૈકી 'ક્ષપણક' હતા. એવુ ડા. સતીશચન્દ્ર વિદ્યાભૂષણનું અનુમાન છે જુઓ તેનો ગ્રથ નામે Midaeval School of Indian Logic જૈન કથાઓમા એ પ્રસિદ્ધ છે કે તેણે મજકુર પ્રાયશ્ચિત્ત પૂરૂં કરતી વખતે પરિભ્રમણ કરતાં કરતા દિવાકરજી ઉજ્જૈન આવી પહોચ્યા ને ત્યાં 'મહાકાલ'ના મદિરમા એક અતિશય બતાવી તેમણે વિક્રમાદિત્ય રાજાને જૈન બનાવ્યો

૩ આ ભાષાઓ સબધે વાંચો વિચારો પંડિત બહેચરદાસજીના લેખ (૧) ગૂજરાતી ભાષા (આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૫ ની પ્રસ્તાવના) (૨) જૈન આગમ સાહિત્યની મૂળ ભાષા કઇ-અથવા અર્ધ માગધી એટલે શું (જૈન સાહિત્યસશોધક ભાગ ૧ અક ૧) (૩) પ્રાકૃત ભાષા અને સાહિત્ય (આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા પૃ ૧૯૫ થી ૨૩૧) (૪) અર્ધ માગધી ભાષા (પુરાતત્ત્વ પુ. ૩ અક ૪ પૃ ૩૪૬ થી ૩૬૬) (૫) તેમનું પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ [પ્ર૦ ગૂજરાત વિદ્યાપીઠ] તથા [૬] મુનિ શ્રી કલ્યાણવિજયજીના લેખ નામે માગધી ભાષા [જૈનયુગ પુ ૧ અક ૧ અને ૨]

ભાષાનો ઉલ્લેખ કર્યો છે અને તેનુ વિશેષ લક્ષણ કેવલ એક સૂત્રમાં આપ્યુ છે. (જુઓ ડા આર હોર્નલ સશોધિત કલકત્તા ૧૮૮૦ વાળી પ્રાકૃત લક્ષણની આવૃત્તિમા પ્રસ્તાવના તથા મૂળ–**न लोपोऽपभ्रंशेऽधो रेफस्य** ૩–૩૨૦ પરતુ ડા ગુણે ચડનો કાલ ઈ. સ છઠા સૈકા પછીનો આપે છે ) કિન્તુ આ અપભ્રશ અને નવમી દશમી શતાબ્દિની અપભ્રશમા બહુ અતર છે. ડૉ હૉર્નલનુ અનુમાન છે કે 'ચડના સમયની 'અપભ્રશ'ના ઉદાહરણ રૂપે આપણે અશોકની જે પ્રશસ્તિઓ શાહબાજગઢી અને 'મન્સહરા'ની શિલાઓ પર ખોદેલી મળે છે અને જેની ભાષાને સર કનિગહામે ઉત્તરી–ભાષા ( northern dialect ) કહી છે તે પ્રશસ્તિઓને ગણી શકાય તેમ છે આ ભાષા થોડી ઘણી માગધીનાજ જેવી છે. વિશેષ ભેદ કેવલ એટલોજ હતો કે માગધીમા 'ર' ને સ્થાને 'લ' આદેશ થતો હતો પરતુ અપભ્રશમા 'ર' જ રહેતો હતો. પરન્તુ નવમી શતાબ્દિના પછીની અપભ્રશ પ્રાકૃતમા કેટલીક એવી વિશેષતાઓ છે કે જે તેથી પૂર્વની પ્રાકૃત ભાષાઓમા જણાતી નથી.

૩૯ આ વિશેષતાઓ મુખ્યપણે ચાર છે.

(૧) કારક અને ક્રિયા વિભક્તિઓની ઘણી ખરી મન્દતા. ક્રિયાપદોમા રૂપ બનાવવામા પ્રત્યયો લગાડવાની મદતા. ભાષા લગભગ પ્રત્યય વગરની વલણ પકડતી જાય છે

(૨) ઘણા એવા દેશી શબ્દો અને રૂઢ શબ્દોનો પ્રયોગ કે જેના સમાન–રૂપ શબ્દો સસ્કૃતમા મળતા નથી.

(૩) ઘણા નવા છદો ઉદ્‌ભવે છે બીજી પ્રાકૃતમાં આર્યા–ગાથા કે શિષ્ટ સસ્કૃત છદો સિવાયના અન્ય છદો સામાન્ય રીતે દેખાતા નથી પણ અપભ્રશમા અસખ્ય નવા છદો વપરાયા અને તે અક્ષરમેળ છદો વપરાયા–માત્રામેળ છદો કે જે વૈદિક કવિતામા જોવામા આવે છે તે નહિ આ અસખ્ય નવા છદોના લક્ષણો તથા ઉદાહરણો 'પ્રાકૃતપિગલમા મળી આવે છે.

"વૈયાકરણોએ ૭ મુખ્ય ભાષાઓ ગણાવી છે સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પિશાચિકા, માગધી અને સૂરસેની.

संस्कृतं प्राकृतं चेवापभ्रंशोथ पिशाचिका ।
मागधी सूरसेनी च भाषाः षट् संप्रकीर्तिताः ॥

વાગ્ભટ્ટાલંકારમાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને પિશાચિકા (ભૂતભાષિત) એમ કાવ્યની શરીરભૂત ચાર ભાષાઓ ગણેલી છે.

संस्कृतं प्राकृतं तस्यापभ्रंशो भूतभाषितम् ।
इति भाषाश्चतस्रोपि यान्ति काव्यस्य कायताम् ॥ २-१

અહીંઆ **अपि** શબ્દથી ટીકાકારો **मागधी** અને **सूरसेनी**નો અંતર્ભાવ કરે છે **एका भाषा अपभ्रंशः हरिविजयादि...चतस्रोपि भाषा–काव्यशरीरप्राप्ता इत्यर्थः** જે જે દેશોમાં અપર ભાષાથી અમિશ્રિત શુદ્ધ ભાષા તે અપભ્રંશ એવી વ્યાખ્યા વાગ્ભટ્ટ આપે છે.

अपभ्रंशस्तु तच्छुद्धं यद्यद्देशेषु भाषितम् ।

તે તે કર્ણાટ પાંચાળાદિ દેશોને વિશે બોલાતી શુદ્ધ બીજી ભાષાથી અમિશ્રિત ભાષા તે અપભ્રંશ જે દેશને વિષે સ્વભાવથી જે ભાષા બોલાય છે તે અપભ્રંશ માગધી અને સૂરસેનીનો પણ આમાંજ અંતર્ભાવ થાય છે

यत्तेषु तेषु कर्णाटपाञ्चालादिषु देशेषु शुद्धमपरभाषादिभिरमिश्रितं भाषितं सोपभ्रंशः । यस्मिन्देशे स्वभावतो या भाषोच्यते सोपभ्रंशो भवतीत्यर्थः । मागधी सूरसेनी चात्रैवान्तर्गता ॥

૪૧ વાગ્ભટ્ટના કાવ્યાનુશાસન ઉપર ભટ્ટારક નરેન્દ્રકીર્ત્તિના શિષ્ય

ઋષિ પેમરાજના પુત્ર માર્કંડની ટીકામાં ૨૭ અપભ્રંશ ભાષાએ ગણાવી છે

व्राचंडो लाटवैदर्भावुपनागरनागरौ ।
बार्बरावन्त्यपांचालटाक्कमालवकैकयाः ॥
गौडोड्रदैव पाश्चात्यपांड्य कौंतलसिंहलाः ।
कालिंगप्राच्यकर्णाटकांच्य द्राविडगौर्जराः ॥
आभीरो मध्यदेशीयः सूक्ष्मभेदव्यवस्थिताः ।
सप्तविंशत्यपभ्रंशा वैतालादिप्रभेदतः ॥

આ શ્લોક ટીકાકારે ક્યા ગ્રંથમાંથી લીધેલ છે તે જણાવેલું નથી તેમ ટીકાકારે પિશાચિકાના ૧૧ ભેદ ગણાવેલા છે

कांचीदेशीयपांड्य च पांचालं गौडमागधम् ।
व्राचंडं दाक्षिणात्यं च शौरसेनं च कैकयम् ॥
शाबरं द्राविडं चैव एकादश पिशाचजाः ।

આ ઉપરથી જણાય છે કે મિશ્ર દેશમાં (ઉદાહરણ તરીકે માર્કંડ) અપભ્રંશ અને પૈશાચિકા બન્ને ભાષાએ બોલાતી હતી. પૈશાચિકા એ પિશાચોની—ભૂતોની ભાષા હતી. જેથી તે દેશની મુખ્ય ભાષા અપભ્રંશ હતી, પરંતુ પિશાચ લોકો પૈશાચિક બોલતા હતા. માર્કંડના પ્રાકૃત સર્વસ્વમાં તથા કૃષ્ણકવિની પ્રાકૃત ચંદ્રિકામાં પણ ઉપરના અપભ્રંશ સંબંધી શ્લોક ઉતારેલા છે

૪૭ માર્કંડ આ સત્તાવીસ ભેદોમાંથી વ્રાચડ, ઉપનાગર અને નાગરને મુખ્ય ગણીને બાકીનાને પ્રાયઃ એમાં લીધે પૃથક્ ગણ્યા નથી. ઉપરના ત્રણ મુખ્ય અપભ્રંશોનું તેણે વર્ણન કરેલું છે અને બીજાઓની તો ફક્ત નામાવલિ ગણાવી છે

**गौर्जरि** અપભ્રંશ ભાષાનો વિશેષ એટલો જણાવ્યો છે કે તે સંસ્કૃત શબ્દોથી ભરપુર છે અને ટાક્ક ભાષાની સાથે તે નિકટ સબંધ ધરાવે છે.

**संस्कृताढ्या च गौर्जरी। चकारात् पूर्वोक्तटक्कभाषाग्रहणम् ॥**

**व्राचंड** અપભ્રંશ સીંધમા બોલાતો હતો એવું માર્કંડેય કહે છે. પરંતુ **नागर, उपनागर** અને **टक्क** ક્યા વપરાતા હતાં તે જણાવ્યું નથી નાગર અપભ્રંશ નગરકોટના પ્રદેશમા બોલાતો હશે, અને ઉપનાગર તે પ્રદેશના નજીકના ભાગની ભાષા હશે. ટાક્કી ભાષા ઉત્તર પંજાબમા ટક્ક દેશની ભાષા હતી ( જ. રૉ. એ. સોસાયટી અકટો. ૧૯૧૩ પૃ. ૮૭૫–૮૮૩ ) માર્કંડેયના નાગર અપભ્રંશ અને હેમાચાર્યના સૌરસેન અપભ્રંશને ઘણું મળતાપણું છે. આ ઉપરથી ડૉ. ગ્રીઅર્સન એમ ધારે છે કે **नागर** અપભ્રંશ તે ગૂજરાતમા બોલાતી ભાષા હશે, અને **उपनागर** અપભ્રંશ ગૂજરાત અને સિંધની વચ્ચેના પ્રદેશ–**पश्चिम** રજપૂતાના અને દક્ષિણ પંજાબના ભાગમા બોલાતો હશે.

**હવે અગ્યારમા શતક સુધી અપભ્રંશ ભાષા જીવત હતી** તેના પુરાવા આપીશું કઇ ભાષા ક્યારે મરણ પામી, એટલે કે તે બોલવાનો વ્યવહાર તૂટી ગયો એ સંબંધી પ્રત્યક્ષ પુરાવા મળવા ઘણા વિકટ હોય છે, તેમ તે મરણ પામ્યાથી તેનું સાહિત્ય નિર્માણ થઇ શકે છે ઇત્યાદિ વાત જરા દુર્ઘટ છે, તોપણ સુદૈવે અપભ્રંશના સબંધમા આપણને પ્રત્યતર પુરાવા પણ મળે છે.

(૧) અગાઉ પૃ ૯ ઉપર ટુકમા જણાવ્યું છે તેમ વિશેષપણે જણાવતા રાજશેખર પોતાના કાવ્યમીમાસામા ( ગાયકવાડ ઓરિએંટલ સીરીઝ પા ૫૪, ૫૫ ) પોતાના કવિ–રાજની કાવ્ય પરીક્ષાની સભા કેવી હોવી જોઈએ એ સબંધમાં લખતા જણાવે છે કે—

मध्येसभं वेदिका। तस्यां राजासनम्। तस्य चोत्तरत संस्कृता कवयो निवेशेरन्। तत. परं वेदविद्याविद:

**गौर्जरि** અપભ્રંશ ભાષાનો વિશેષ એટલો જણાવ્યો છે કે તે સંસ્કૃત શબ્દોથી ભરપુર છે અને ટાક્ક ભાષાની સાથે તે નિકટ સંબંધ ધરાવે છે.

संस्कृताढ्या च गौर्जरी । चकारात् पूर्वोक्तटक्कभाषाग्रहणम् ॥

व्राचंड અપભ્રંશ સીંધમાં બોલાતો હતો એવું માર્કંડેય કહે છે. પરંતુ **नागर, उपनागर** અને **टक्क** ક્યાં વપરાતા હતાં તે જણાવ્યું નથી. નાગર અપભ્રંશ નગરકોટના પ્રદેશમાં બોલાતો હશે, અને ઉપનાગર તે પ્રદેશના નજીકના ભાગની ભાષા હશે. ટાક્કી ભાષા ઉત્તર પંજાબમાં ટક્ક દેશની ભાષા હતી (જ. રૉ એ. સોસાયટી અક્ટો. ૧૯૧૩ પૃ ૮૭૫-૮૮૩) માર્કંડેયના નાગર અપભ્રંશ અને હેમાચાર્યના સૌરસેન અપભ્રંશને ઘણું મળતાપણું છે. આ ઉપરથી ડૉ. ગ્રીઅર્સન એમ ધારે છે કે **नागर** અપભ્રંશ તે ગૂજરાતમાં બોલાતી ભાષા હશે, અને **उपनागर** અપભ્રંશ ગૂજરાત અને સિંધની વચ્ચેના પ્રદેશ-**पश्चिम** રજપૂતાના અને દક્ષિણ પંજાબના ભાગમાં બોલાતો હશે.

**હવે અગ્યારમા શતક સુધી અપભ્રંશ ભાષા જીવત હતી** તેના પુરાવા આપીશું. કોઇ ભાષા ક્યારે મરણ પામી, એટલે કે તે બોલવાનો વ્યવહાર તૂટી ગયો એ સંબંધી પ્રત્યક્ષ પુરાવા મળવા ઘણા વિકટ હોય છે, તેમ તે મરણ પામ્યાથી તેનું સાહિત્ય નિર્માણ થઇ શકે છે ઇત્યાદિ વાત જરા દુર્ઘટ છે, તોપણ સુદૈવે અપભ્રંશના સંબંધમાં આપણને પ્રત્યતર પુરાવા પણ મળે છે.

(૧) અગાઉ પૃ ૯ ઉપર ટુંકમાં જણાવ્યું છે તેમ વિશેષપણે જણાવતાં રાજશેખર પોતાના કાવ્યમીમાંસામાં (ગાયકવાડ ઓરિએંટલ સીરીઝ પા ૫૪, ૫૫) પોતાના કવિ-રાજની કાવ્ય પરીક્ષાની સભા કેવી હોવી જોઈએ એ સંબંધમાં લખતાં જણાવે છે કે—

मध्येसभं. वेदिका । तस्यां राजासनम् । तस्य चोत्तरत संस्कृताः कवयो निवेशेरन् । तत· परं वेदविद्याविदः

प्रामाणिकाः पौराणिकाः स्मार्ता भिषजो मौहूर्तिका अन्येऽपि तथाविधाः । पूर्वेण प्राकृताः कवयः । ततः परं नटनर्तकगायनवादकवाग्जीवनकुशीलवतालावचरा अन्येऽपि तथाविधाः । पश्चिमेनापभ्रंशिनः कवयः । ततः परं चित्रलेप्यकृतो माणिक्यबन्धका वैकटिकाः स्वर्णकारवर्धकिलोहकारा अन्येऽपि तथाविधाः । इ०

—એટલે મધ્યે રાજાસન, તેની ઉત્તરે સંસ્કૃત કવિ અને તેની પાસ વૈદિક નૈયાયિક પૌરાણિક આદિ પંડિત લોક. પૂર્વે પ્રાકૃત કવિ અને તેની પાસે નટ, નર્તનારા, ગાનારા, વગાડનારા આદિ કલાવન્ત લોક. પશ્ચિમે અપભ્રંશ કવિ અને તેની પાસે ચિત્ર કરનાર-રંગ પૂરનાર રત્નકાર આદિ કસબી લોક અને સોની સુતાર લુહાર આદિ કારીગર ઇત્યાદિ.

૪૪ આ સભાની રચના કાલ્પનિક હોય તો પણ એનો સાહિત્યભાષાના કવિની પાછળ તે ભાષા જેઓમાં વ્યવહાર સાધન રૂપે બોલાતી હશે તે તેના લોક રાજશેખરે બેસાડયા છે એ તે પરથી સ્પષ્ટ જણાય છે. સંસ્કૃત કવિ પાછળ પંડિતોનું પૂર, પ્રાકૃત કવિ પાછળ જે નાટકમાં પ્રાકૃત વપરાય છે તેનો ભજવતા નટાદિનું મંડળ અને અપભ્રંશ કવિ પાછળ માત્ર ચિત્રકાર અને કારીગર આદિનો વર્ગ—અર્થાત્ સામાન્ય જનસમાજ—એમ બેસાડવાથી સૂચિત થયું છે. એમ ન હોત તો વ્યાપારી વર્ગ અને ધંધાદારી લોક સંસ્કૃત કવિ પાછળ શા માટે ન બેસાડયા અથવા નટ નર્તકાદિ કલાવન્તોના વર્ગને અપભ્રંશ કવિની પાછળ કેમ સ્થાન ન આપ્યું? એવા પ્રશ્નોનો બીજો સમર્થક ઉત્તર નથી. આ પરથી રાજશેખરના સમયમાં સામાન્ય જનસમાજની બોલી અપભ્રંશ હોવાથી તેમનું તેજ ભાષામાં સાહિત્ય હતું એમ માનવામાં હરકત નથી. રાજશેખર ઈ. સ. નવમા સૈકાના ઉત્તરમાં અને દશમાના આરંભમાં થઈ ગયા.'

૪૫. (૨) રુદ્રટના કાવ્યાલંકારના ૨-૧૧ સૂત્ર નીચે संस्कृतं प्राकृतं

चान्यदपभ्रंश इति त्रिधा' એ શ્લોક પર પોતાની વૃત્તિમાં ટીકાકાર જૈન નમિસાધુએ અપભ્રંશના જુદાજુદા ભેદ બતાવી તેના લક્ષણ સબંધે જણાવ્યું છે કે 'तस्य च लक्षणं लोकादेव सम्यगवसेयम्'—એટલે તેનું લક્ષણ લોકો પાસેથી-માંથી જ સારી રીતે સમજી લેવું. પ્રાકૃત સબંધે બોલતા તેનું લક્ષણ 'ग्रंथान्तरादवसेयं'-બીજા ગ્રંથોમાંથી જાણી લેવું એમ તે જણાવે છે, આ પરથી 'लोकात्' એટલે પ્રત્યક્ષ લોકવ્યવહાર પરથી, એવું કહેવાનો તેનો ઉદ્દેશ જણાય છે તે સ્પષ્ટ છે. નમિસાધુ ઇ. સ. અગ્યારમા શતકના મધ્યમા થઈ ગયા તેના સમયમાં અપભ્રંશ જીવત હોવા સિવાય તે 'तस्य च लक्षणं लोकादवसेयं' એમ કહે નહિ આ પરથી અપભ્રંશ ભાષા અગ્યારમા શતકના મધ્ય સુધી ખાસ જીવત હતી એ કહેવામા હરકત નથી

૪૬. (૩) હેમચંદ્રાચાર્યે પોતાના પ્રાકૃત વ્યાકરણના અપભ્રંશ પ્રકરણમા જે અપભ્રંશના ઉદાહરણો અપભ્રંશ કવિતામાથી આપ્યાં છે તેમાથી બે મહત્ત્વના છે.

(અ) 'બાહ વિછોડિવિ જાહિ તુહુ, હઉં તેવઈં કો દોસુ,
હિઅઅટ્ઠિઉં જઈ નીસરહિ, જાણુઉં મુંજસુ રોસુ,

—(એકમેકના) હાથ છોડી તું જાય છે, તેમ હું પણ જાઉં છું, (તેમા) કોનો દોષ? પણ હૃદયમાથી તુ જો નીસરી જશે, તો પછી મુંજનો મારા પર રોષ છે એમ હુ જાણીશ.

૪૭. આમા મુંજરાજા પર ફિદા થયેલી તરુણીના તેને અનુલક્ષીને શબ્દો છે. આમા તેની પ્રશસ્તિ સરખા મહાકાવ્ય જેવો પ્રકાર બીલકુલ નથી શિવાય કે મુંજ જેવો રાજા બીજો થયો નહોતો કે તેના સબંધે કોઇ પછીથી પણ કાવ્ય રચે. તેથી મુંજની અને વિશેષત તેના સ્ત્રીલંપટત્વની વાત લોકહૃદયમાથી ભુસાઈ નહોતી, તે વખતે લોકમાં રૂઢ થયેલા આ લોકનાં

મહિઅ ચલતે મહિહર તહ અ સુરઅણા
ચક્કવઇ ચલતે ચલાઇ ચક્ક તહ તિહુઅણા.

—કર્ણ (સંગ્રામમાં) ચાલતી વખતે અશરણ (થઇ) કૂર્મ હલે છે, કૂર્મ હલવાથી પ્રાણી માત્રને ભય દેનારી પૃથ્વી હલે છે, પૃથ્વી હલતા પર્વત ડોલે છે, અને તેથી (તે પર રહેલ) સુરગણ હલે છે. (આ પ્રમાણે) ચક્રવર્તી (કર્ણ) ચાલ્યો તેથી (દિશાઓનું) ચક્ર અને ત્રિભુવન ચલાયમાન થાય છે

૫૦. (ખ) 'જે ગંજિય ગોલા હિવઈ રાઉ, ઉદ્દઙ ઉક્કલ સભઅ પરાઉ,
ગુરૂ વિક્કમ વિક્કમ જિણ્ણિઅ જુજ્જ, તા કણ્ણપરક્કમ કોઈ બુજ્ઝ,

—જેણે ગૌડાધિપતિને ગાંજ્યો, ગર્વિષ્ટ ઉત્કલ (રાજા) ને ભયભીત કરી નસાડયો, (જેણે) મોટા પરાક્રમી વિક્રમને યુદ્ધમાં જીત્યો, તે કર્ણના પરાક્રમની બુઝ કોણ કરે?

૫૧. આમાં કર્ણ તે કલચૂરિ વંશના ચેદિ રાજા ઇ. સ. ૧૧મા શતકના મધ્યના સુમારે થઇ ગયો પ્રાકૃતપિંગલ-ટીકાનો હસ્તલેખિત ગ્રંથ મળ્યો તે સંબંધી ખુલાસામાં ડૉ૦ સર ભાંડારકર કહે છે કે—

"The last two forms (the Apabhrams'a and the Vernacular forms) must represent the Vernacular speech of the period when the poets wrote, and since they could not have praised the particular princes if they had died and been forgotton at the time when they lived, the conclusion is not un-warranted that the forms of the language used by them were the forms current about the time of Karna i e. in the first half of the eleventh century, the stage of development at which Vernacular tongues had arrived was still that represented by the Apabhrams'a." (Bhandarkar, Report on the search for Mss 1887–94 p. LXXI ff )

—એવાં બે રૂપો (અપભ્રંશ અને દેશી ભાષાનાં રૂપો) જ્યારે કવિઓએ વાપર્યાં તે સમયની દેશી–લોકભાષાનાં પ્રતિનિધિરૂપજ હોવાં જોઈએ. અને તે કવિઓ જ્યારે પોતે વિદ્યમાન હોય ત્યારે તે અમુક રાજાઓ જે મરી જઈ મુસાઈ ગયા હોય તો તે વખતે તે રાજાઓનાં ગુણગાન કરી શક્યા ન હોત, આથી એ નિર્ણય પર આવવું અયોગ્ય નથી કે તે કવિઓએ વાપરેલાં ભાષાનાં રૂપો જે વખતે તે રાજાઓ વિદ્યમાન હતા તે વખતના અરસામાં ચાલુ હતાં. આ પ્રમાણે મુંજના અરસામાં એટલે કે અગ્યારમા શતકના પૂર્વાર્ધમાં જે વિક્રમશક પર દેશી ભાષાઓ પહોંચી હતી તે અપભ્રંશ ભાષાનો જ ચાલુ વિકાસ હતો.

આ સર્વ વિવેચન પરથી ઇ. સ. ૧૧મા શતકના મધ્યસુધી અને વિક્રમ બારમા શતક સુધી તો અપભ્રંશ ભાષા બોલાતી હતી એ નિર્વિવાદ સિદ્ધ છે — આની પછી નવીન આર્યભાષાનો દેશી ભાષાનો ક્રમ શરૂ થાય છે એમ કહી શકાય.



# વિભાગ બીજો.

## અપભ્રંશ સાહિત્ય.

### પ્રકરણ પહેલું.

#### દશમી સદી સુધીનુ અપભ્રશ સાહિત્ય.

પર. અપભ્રશ સાહિત્યનુ સખ્યાપ્રમાણુ શુ છે આ પ્રશ્ન દશક વર્ષ પહેલા હાસ્યજનક લાગત કારણકે હજુ હમણા સુધી અપભ્રશનું જે કઇ સાહિત્ય વિદ્વાનોને જ્ઞાન અને માન્ય હતુ તે ફક્ત એટલુ જ હતુ કે ૧. કાલિદાસની વિક્રમોર્વશીના ચતુર્થ અકમાનુ ૨ પિગલ કૃત કહેવાતું પ્રાકૃત પિગલ ૩ હેમાચાર્યનુ વ્યાકરણ સૂત્ર ૪–૩૨૯ થી ૪૪૬ કે જેમા તે જૂદા જૂદા સ્થળોએથી અપભ્રશ ટાકે છે ૪ હેમાચાર્યનું કુમારપાલ–ચરિત્ર અથવા પ્રાકૃતદ્વાશ્રય કાવ્ય સર્ગ ૮–શ્લોકો ૧૪ થી ૮૨ કે જે પોતાના વ્યાકરણના નિયમોના ઉદાહરણ તરીકે મૂકેલા છે ૬ જૈનકથાઓ જેવી કે કાલકાચાર્ય કહા અને દ્વારાવતીના નાશની કહા અને અહીં તહીં અલકારના ગ્રથો જેવા કે સરસ્વતીકઠાભરણ, અને દશરૂપ અને ધ્વન્યાલકાર એ બને પરની ટીકાઓમા મળી આવતી છૂટી ગાથાઓ, આ ઉપરાત થોડી ગાથાઓ વેતાલ પચવિશતિકા, સિહાસન દ્વાત્રિશિકા અને પ્રબધ ચિતામણિ માની. આનો ઉપયોગ પિશલે પોતાના વ્યાકરણમા કર્યો છે. આમા પહેલાં બે સિવાય સર્વ જૈનો રચિત સાહિત્ય છે

પ૩ પિશલના વખત પછી શોધખોળ કરતા અપભ્રશ સાહિત્ય વિશેષ અને વિશેષ જૈનો પાસેથી મળી આવ્યુ છે. તેમા ખાસ કરી ભવિસયત્ત કહા નામનું ધનપાલ કૃત લાબું કાવ્ય ડા. જેકોબીએ અમુ-

દલાલના રા. કેશવલાલ પ્રેમચંદ મોદી વકીલ પાસેથી પોતાના આસ્તના છેલ્લા ત્વાસ દરમ્યાન તેની એક પ્રત પ્રાપ્ત કરી જર્મની જઇ તેના પર ખૂબ સંશોધન શોધખોળ કરી વિવેચન પ્રસ્તાવના વગેરે લખી મ્યુનિચમાં સન ૧૯૧૮માં છપાવ્યું તેમાં ગૂજરાતી હિંદી આદિ આધુનિક ભાષાની જનની અપભ્રંશ ભાષાનું મહત્વ તેમણે સ્થાપિત કર્યું ત્યાર પછી અપભ્રંશ સબંધી હિન્દમાં રસ લેવાવા માંડયો. તેનું પ્રકાશ સાહિત્ય સાક્ષરશ્રી સ્વ. દલાલે પાટણ અને જેસલમેરના તેમજ મીયુત કેશવલાલ જેને કરંજાના જૈન પુસ્તક ભડારો શોધતાં તેમજ બીજે શોધ કરતાં મળી આવ્યું. આ સર્વની રૂપરેખા સમય સહિત નીચે આપીએ છીએ.

**વિક્રમ ૮ મીથી ૧૦ સદી વચ્ચે.**

૫૪ હાલ અપ્રકટ પણ મોટા બે અપભ્રંશનાં કાવ્યો હસ્તલેખ પુસ્તકભંડારમાં જણાયાં છે તેનાં નામ હરિવંશ પુરાણ અને પઉમ ચરિય છે તેમનું પ્રમાણ અનુક્રમે અઢાર હજાર અને બાર હજાર શ્લોક અનુક્રમે છે બંનેના રચનારનું નામ સ્વયંભૂદેવ છે તેણે બંને ગ્રંથો અપૂર્ણ મૂક્યા હતા ને તેના પુત્ર નામે ત્રિભુવન સ્વયંભૂએ તે બન્નેને પૂર્ણ કર્યાં હતા. હરિવંશ પુરાણમાં સ્વયંભૂદેવ પોતાને ધવલઇય નો અને પઉમચરિયમાં ધનંજયનો આશ્રિત તરીકે ઓળખાવે છે અને નામો એકજ વ્યક્તિને લાગુ પડતાં હોય એવો સંભવ છે ત્રિભુવન સ્વયંભૂ પોતાને બંદઇય ( કે ? 'બંદઇધવલઇનો પુત્ર હશે હોય ) ના આશ્રિત તરીકે ઓળખાવે છે હરિવંશ પુરાણના અંતભાગમાં પ્રશસ્તિઓ પરથી જણાય છે કે તે ગ્રંથનો એક ભાગ ત્રિભુવન સ્વયંભૂએ લખેલો તે અપ્રાપ્ય થતાં તે ગ્વાલિયરના જસકિત્તિ ( યશઃકીર્તિ ) નામના મુ ૧૫૨૧ લગભગ લખેલા ભાગને પુનઃ સ્થાપિત કર્યો હતો.

૫૫. હરિવંશ પુરાણમાં ભામહ, દંડિ, બાણ હરિસેણ અને ચૈમુહના ઉલ્લેખ મળે છે અને પઉમચરિયમાં રવિસેણ ભામહ અને દંડિના મળે છે આ બધા ગ્રંથકારો ઇ. સ. ૭ મી સદી પછી વિદ્યમાન જણાય

નથી. વિક્રમ ૧૧મી સદીના પુષ્પદન્તે પોતે પોતાના મહાપુરાણમા સ્વયભૂદેવનો ઉલ્લેખ કર્યો છે. આ પરથી એમ નિર્ણય થઈ શકે કે સ્વયભૂદેવે ઈ. સ ૭મી અને ૧૦ મી સદી વચ્ચે કોઇ કાળમા રચના કરી હશે ૫૬ ઉક્ત **પઉમચરિય** પ્રારભમા એ છે કે

મહણુવ–કોમલ–કોમલ–મણહર–વર–વહલકંતિ સોહિલ્લ
ઉસહસ્સ પાયકમલ સસુરાસુર વંદિય સિરસા ૧

દીહર સમાસનાલં સદ્દલં અત્થ કેસરગ્ઘવિય.
બુહ મહુયર પીય રસ સયભુ કવ્વુપ્પલં જયઉ ૨

તિહુયણ લગ્ગણ ખભુ, ગુરુ પરમેટ્ઠિ નવેપ્પિણુ.
પુણુ આરેભિય રામ કહા, આરિસૂ જોએપ્પિણુ. ૩

× × × ×

ઘત્તા

ઇય ચઉવીસ વિ પરમ જિણ પણવેપ્પિણુ ભાવે
પુણુ અપ્પાણઉં પાયડમિ રામાયણ કાવે. ૧

વદ્ધમાણ મુહ કુહર વિણગ્ગિય, રામકહાણઇ એહ કમાગય,
અક્ખર વાસ જલોહ મનોહર, સુયલકાર છંદ મચ્છોહર
દીહ સમાસ પવાહા વંકિય, સક્કય પાયય પુલિણાલંકિય
દેસી ભાસા ઉભય તડુજ્જલ, કવિ દુક્કર ઘણ સદ્દ સિલાયલ
અત્થ બહલ કલ્લોલાણિટ્ટિય, આસાસય સમતૂહ પરટ્ઠિય,
એહ રામકહ સરિ સોહતી, ગણહર દેવહિ દિઠ વહતી
પચ્છઇ ઈંદભૂઅ આયરિએ, પુણુ ધમ્મેણ ગુણાલંકારયં,
પુણ એવહિ સસારારાએ, કિત્તિહરેણ અણુત્તરવાએ
પુણુ રવિસેણા ચરિય પસાએ, બુદ્ધિએ અવગાહિય કઇરાએં,
પઉમિણિ જણણિ ગબ્ભ સભૂએ, મારુએ એવ રૂપ અણુરાએ,
અઇતણુ એણ પઇહર ગત્તે, છિવ્વરણાસેં પવિરલ દત્તે.

ઘત્તા

જિણમહ પુણ્ણુ પવિત્ત મઇ કિત્તણુ આયણ્ણહ
જાહિ સમાણિજ્જંત એણુ, જિણ કિત્તિ વિઢપ્પઇ ૨
બુહયણુ સયંભુ પઇ વિણ્ણવઇ મઇ સરિસઉ, અવરુ ણાહિ કુકઇ,
વાગરણુ કયાઇ ન જાણિયઉ ણુવ વિત્તિ સુત્તુ વક્ખાણિયઉ,
ણુઉ પચ્ચાહાર હો તત્તિ કિય ણુઉ સંધિએવ પરિસુદ્ધિ કિય
ણુ ઉ વિયરણઉ સત્ત વિહત્તિયાઉ છન્નિહ સમાસ પઉત્તિયાઉ
છક્કારય દસલયારહુ સુણ વીસોવસગ્ગ પચ્ચય બહુય,
ણુ વણ્ણલહ ધાઉ ણિવાય ગણુ, ણુવ લિંગુ ઉણાઇ સમુ વયણુ
ણુઉ ણિસુણિઉ પંચ મહાકવ્વુ ણુઉ ભરહુ ણ લક્ખણુ છંદુ સવ્વુ,
ણુઉ બુજ્ઝિઉ પિંગલ પચ્છાર ણુઉ ભામહ દંડિય અલંકાર
વવસાઉ તોવિ ણુઉ પરિહરમિ વરિ રયણ વુત્તુ કવ્વુ કરમિ

× × × ×

ઇય એત્થ પઉમચરિએ ધણંજયાસિય સયંભુ એવ કએ
જિણ જમ્મુપ્પત્તિણામ પઢમ ચ્ચિય સાહિય પવ્વ ૧

× × × ×

ઇય એત્થ પઉમચરિએ ધણંજયાસિય સયંભુ એવ કએ
જિણવર ણિક્ખમણુ ઇમ વીય ચ્ચિય સાહિય પવ્વ સંધિ ૨

* * * *

આયરઇ અવરઇ અણિસેસઇ કસિઇ સુણિયણુ સારએણુ,
પરમાઅએ જહ ઉલ્લિઉ આસિ સયંભુ ભડાર એણુ. ૨૦
ઇય પઉમચરિયસેસે સયંભુ એવસ્સ કઇવિ ઉવ્વરિએ
તિહુઅણ સયંભુ રઇય સમાણિય સીયહીર પવ્વમિણ
વંધ આસિય તિહુઅણ સયંભુ કઇ કહિય પોમચરિયસ્સ,
સેસે ભુવણ પગાસે તેઆસીમો ઇમો સગ્ગો.
કઇરાયસ્સ વિજય સેસિયસ્સ વિત્થારિઓ જસો ભુવણે
તિહુઅણ સયંભુણા પોમ ચરિય સેસેણ નિસ્સેસો. સંધિ ૮૩

* * * *

આ ગ્રંથ ની સં. ૧૫૨૧ મા લખાયેલી પ્રત પૂનાના સર ભાંડારકર ઇન્સ્ટીટ્યુટમા ન. ૧૧૨૦ સન ૧૮૯૪-૯૭ મા છે,

૫૭ ઉપરોક્ત હરિવંશ પુરાણુના નમુના જેમાં આદિભાગ એ છે કેઃ—

સિરિ પરમાગમ-ણાલુ સયલ કલા કોમલ દલુ,
કરહુ વિહસિણુ કણ્ણે જાયવ કુરૂ બકુલુપ્પલુ
પણુમામિ ણેમિ તિત્થંકર હો, હરિબલકુલ-નહયલ-સસહર હો-
તઇલોક્કલચ્છિ લચ્છિય ઉર હો, પરિપાલય અજરામરપુર હો.

× × × ×

ચિંતવઇ સયભુ કાઇં કરમ્મિ, હરિવંશ મહણ્ણવ કે તરમ્મિ,
ગુરુવયણ તરંડ ઉલધ્ધુ નવિ, જમ્મહો વિલજ્જો ઇઉ કોવિ કવિ.
ણઉ ણાઇઉ વાહત્તરિ કલઉ, એકકુવિ ણ ગથુ પરિમોક્કલઉ
તહિ અવસરિ મરસઇ ધીરવઇ, કરિ કવ્વુ દિણ્ણમઇ વિમલમઇ.
ઇંદેણ સમપ્પિઉ વાયરણુ, રસુ ભરહે વાસે વિત્થરણુ,
પિંગલેણ છંદ પય પત્થાર, ભમ્મહ દંડિણિહિ અલંકાર.
બાણેણ સમપ્પિઉ ઘણુ ઘણુઉ, ત અકખર ડંબરૂ અપ્પણુઉ,
સિરિ હરિસેણિય ણિઉ ણિત્તણુઉં, અવરે હિમિ કઇહિં કઇત્તણુઉં.
છડ્ડણિય દુવઇ ધુવએહિ જડિય, ચઉમુહેણ સમપ્પિય પદ્ધડિય.
જય ણુયણાણંદ જણેરિયએ, આસીસ એ સવ્વહુ કેરિયએ,
પારમ્ભિય પુણુ હરિવંસકહા, સસમય પરસમય વિચય મહા

આ ગ્રંથની સ ૧૫૮૨મા લખેલી પ્રત પણ તે પૂનાની ઉપરોક્ત સસ્થામા ન. ૧૧૭૭ સન ૧૮૯૧-૯૫ની વિદ્યમાન છે તે પરથી શ્રીયુત નાથુરામ પ્રેમીજીની નોધમાથી ઉપરના અવતરણો લીધા છે.

## દશામી સદી.

૫૮ ધનપાલ કવિ—તેણે 'ભવિસયત્ત કહા' અપર નામ 'સુમપચમી કહા' એ નામનું મહાકાવ્ય બનાવ્યુ છે. તે ૨૨ સધિઓ (પ્રકરણો)મા છે. આ કથામા ભવિષ્યદત્ત રાજા એ નાયક છે અને તેમાં

અત્થુ વિઢપ્પઈ વિવિહપયારિહિ, વચિવિ કરસન્નાસચારિહિં;
અપ્પુણુ પક્ખે ભડુ સલહિવ્વઉ, અન્નુહો ચિત્તુ વિચિત્તુ લહેવ્વઉ,
અપ્પુણુ અંગ ણાહિ દરિસિવ્વઉ, અણ્ણુહો તણઉં પરામરિસિવ્વઉ,

ઘત્તા—પરકજ્જે સુણુતુવિ ણઉ સુણઇ, અપ્પણુ કજ્જેહો ણઉ ચલઇ,
ણુ કલાવઇ કેણુવિ ણિયચરિઉ, પરહો અંગિ પઇસિવિ કલઇ ૩-૬

—જનની-માતા પાસે જઈ મંત્ર કરી-પૂછગાછ કરી ત્વરિત તાત પાસે ગયો, (કહ્યુ કે) તે કનકદ્વીપમા મારે જવુ છે-ને સુખસેવિત સ્થાન છે તેને આવો વિચાર કર્યો છે એવુ જાણી વદનપર કરતલ મૂકી (તાત) હસતો (બોલ્યો) ( એક કુશલ વાણીઓ-વેપારી પોતાના ધંધાના કેવા નિયમો રાખે છે તે અત્ર બતાવે છે. ) જો કઇ ત્રુટિઓ-મુશ્કેલીઓ પ્રાપ્ત થાય-કજીઓ થાય તો એવું ખરેખર કરીએ કે (૧) વચનોમા કરાલ-કઠોર વદવુ નહિ, (૨) હે પુત્ર ! જેમ અજ્ઞાની વાણિજ્યનો માર્ગ જાણતો નથી તેમ બોલજે (૩) સુહૃદ્-મિત્રને હૈયુ આપીશ નહી-ગુપ્ત વાત કરતો નહિ (૪) પરિમિત થોડુ થોડુ બોલવુ (૫) વિવિધ પ્રકારે-હાથની સંજ્ઞા સચારથી છેતરી અર્થ-પૈસો કમાવો-મેળવવો (૬) આપણા પક્ષના માલની શ્લાઘા કરવી-વખાણ કરવા, અને અન્યનુ ચિત્ત વિચિત્ત કરી નાખવુ (૭) પોતાનુ અંગ (પક્ષ, હકીકત) દેખાડવું નહિ, અને અન્યના અંગને ખ્યાલમા રાખવુ-વિચારવુ-તેનો પરામર્શ કરવો. (૮ પરકાર્ય સાભળતા છતા ન સુણી-તે પ્રત્યે બહેરા રહી પોતાના કાજ ચલિત ન કરવા-સ્થિર કરવા-દૃઢપણે વળગી રહેવુ (૯) કોઇને પોતાનુ ચરિત્ર કળાવવુ-જણાવવુ નહિ (રખેને કોઈ કળી જાય) અને અન્યનુ અંગ (પક્ષ-હકીકત) તેમા પ્રવેશ કરી કળી જવુ-જાણી લેવુ.

આના વિશેષ ઉદાહરણો આ ગ્રંથ મુદ્રિત થયેલ છે એટલે તેમાથી જોઈ શકાશે તેથી અત્ર આપ્યા નથી

૯૦—**મહાકવિ ધવલ**—પણ દશમી સદીમા થયો જણાય છે. નિર્ણિત સમય બરાબર કહી શકાતો નથી પરતુ દશમી સદીથી આગળ તેનો સમય લાવી શકાશે નહિ એમ તો જણાય છે. તેણે ૧૨૨ સંધિમાં

—અધ્યાયમાં અને ૧૮૦૦૦ શ્લોકમાં 'હરિવંશ પુરાણ' રચેલો પ્રકટ ભંડારમાં જણાયો છે, તેમાં 'મહાવીર' અને નેમિનાથ તીર્થંકરોનાં ચરિત્ર વર્ણ્યાં છે મહાભારતની કથા પણ તેમાં છે

૬૧—આની ભાષાનો બીજો ધીમો નમુનો લઈએ. કવિ કુઅમ (મહાવીરના જન્મધામ)નું વર્ણન કરે છે કે—

જંબૂદીવહિ સોહણુ અસેસુ, છહિ ભારહખેત્તિહુ સન્નિવેસુ,
પરહરિહિ સરિહિ સુરઉવવણેહિં આસિહિ મહિસિહિ ધણ ગોહણેહિં ૧
ગામિહિ ખેડહિ કબ્બડહિ પૂરેહિ બહુ જિણનાહહિ કમલાયરેહિ
સુપસિદ્ધઉ ભુવણિ વિદેહ દેસુ, ભણ રહિઉ પસિદ્ધઉ ચિરવિસેસુ. ૨
તહિ કુંડ મહાપુર ભુવણ સાર ઉત્તુંગ મણોહર તહો પયાર
દૂરેહ દીસઈ વણ્ણત્ત ભત્તિ મણિમણિય સુરગિરિ સિહરભાઉ. ૩
આયાસ પૂરિય વિમ્મલ જલેણ, જુ પિમ્મલ ફરિહિણ્વર રહેણ;
પવણાહરિહિ પવહિહિ ગયણિ લગ્ગ, પુર દીસઈ જુ સુર ભેય મગ્ગ. ૪
દૂતિ પગ સત ભૂમીવરેહિ, જિણુ ભવણિહિ ધણ કુંભત ભરેહિ,
અલોયવિણુ વીર જિણાગમેણુ, જુ જુ આત્રાય ણુહુંઇ ગમેણુ ૫

ઘત્તા.

જહુ ધણ્ણુ જહુ રણુ જહુ સુય ગુરુવઉ
તહિ જિણ સઇ સિદ્ધત્થણામ ભવઉ
જિણ પસાહિય તહ સુરયારિઉ
જુ સુરેઢિ મહિહિ અવયારિઉ. ૬

ભાવાર્થ—આ સમસ્ત જંબૂદ્વીપમાં શોભાયમાન સુરલોકની સમાન ભરતક્ષેત્ર છે તેમાં સ્વચ્છ નદી દેવોપવન આશ્રિત મહિષી અને ગોધન તથા ગામ, ખેડ, કોટ, પુર અને અનેક વિકસિત કમલાકરોથી (સુસજ્જિત) ભુવન-પ્રસિદ્ધ વિદેહ દેશ છે કે જે ભણી રહિત અને પૂર્ણ વિખ્યાત છે આમાં કુંડ નામનું એક ભુવન-શ્રેષ્ઠ મોટું પુર છે જેના ઊંચા અને મનોહર વર્ણવાળા મણિમંડિત પ્રાકાર દૂરથી સુરગિરિ

(સુમેરૂ પર્વત)ની પેઠે ભાસમાન જોવામા આવે છે. (આ પુર)ની ખાઇઓ નિર્મલ જલથી ભરેલી છે

—ગગનચુબી ધવલ પ્રાવાસોથી આ પુર એવુ દેખાય છે કે જાણે તે સુરલોકનો માર્ગ હોય નહિ. બે બે પાચ પાચ સાત સાત ભૂમિ (ખડ) વાળા જિનમદિરોની ઉડતી ધ્વજાઓથી જાણે તે નગર વીર જિનેશ્વરનુ આગમન થવાનુ જાણીને અત્યન્ત હર્ષિત અને સતુષ્ટ બની રહ્યુ હતુ

—આ નગરમા બહુ ધન, બહુ ગુણ, બહુ શ્રુતથી યુક્ત, જિનવચનના ભક્ત, નિત્ય પ્રસન્નચિત્ત નર નારીઓ નિવાસ કરે છે, જાણે તેઓ સુરલોકથી ભૂમિપર ઉતરી આવ્યા છે

૬૨—કવિના ગુરૂનુ નામ અંબસેન હતુ અને સુર નામના વિપ્રનો તે પુત્ર હતો. તેનુ નામ દરેક સધિની છેલ્લી કડીમા તેમજ ગ્રથની પ્રસ્તાવનામા આવે છે, કે જ્યા બીજા ગ્રથકારો અને તેમની કૃતિનો ઉલ્લેખ મળે છે—જેમકે ધીરસેન, સમત્તજુત્ત (પ્રમાણ પરના એક ગ્રથનો કર્ત્તા), દેવનદિ (જૈનેન્દ્ર વ્યાકરણનો કર્ત્તા) વજ્રસૂરિ (નય પરના એક ગ્રથનો કર્ત્તા), મહસેન (સુલોચના ચરિતનો કર્ત્તા), રવિષેણ (પદ્મચરિતનો કર્ત્તા), જિનસેન (હરિવશ પુરાણનો કર્ત્તા) જડિલમુનિ, [વિરાગ ચરિતનો કર્ત્તા], દિનકરસેન (અનગ ચરિતનો કર્ત્તા), પદ્મસેન, અંધસેન (અમિજારાહમાનો કર્ત્તા), ધનદત્ત (ચદ્રપ્રભા ચરિતનો કર્ત્તા), વિધ્યસેન (ઘણા ચરિતોનો કર્ત્તા), સિહનદિ (અનુપ્રેક્ષાનો કર્ત્તા), સિદ્ધસેન (કે જેણે આગમ ગાયુ ને ભવિયવિનોદ સારી રીતે પ્રકાશ્યુ), રામનદિ (ઘણી કથાઓનો કર્ત્તા), આસગ (વીર ચરિતનો કર્ત્તા), ગોવિદ (સનતકુમાર ચરિતનો કર્ત્તા), શાલિભદ્ર (જીવ ઉદ્યોતનો કર્ત્તા), ચૌમુહ (પઉમ ચરિઅનો કર્ત્તા) અને દ્રોણ આ પૈકી ઘણા ગ્રથકારો અને ગ્રથો સબધી કઇ જણાયુ નથી જેના ગ્રથો બહાર આવ્યા જણાય છે તે સર્વે ઇ. સ ૧૦ મી સદીમા યા પહેલા વિદ્યમાન જણાયા છે. જૈનોએ લોકભાષા પર કેટલો પ્રેમ અને ભક્તિભાવ બતાવ્યો છે તે આ પરથી જણાઇ આવે છે.

સંજમભાર ધુરંધરહ, સદ્દુચ્છલિઉ ન જાહ,
નિઅ જણણી જુવ્વણુ હરણુ, જમ્મુ નિરત્થઉ તાહ. ૯

संयमः सुरसार्थैः श्रुतः संयमो मोक्षद्वारम् ।
येन संयमो मनि धृतः तेषां दुस्तरः संसारः ॥
संयमभारधुरंधरस्य शब्दः उच्चलितो न यस्य
निजजननीयौवनहरणं जन्म निरर्थकं तस्य ॥

—સંયમના સુરસવાળા અર્થ સાંભળ્યા છે. સંયમ મોક્ષદ્વાર છે. જેણે સંયમ મનમાં ધર્યો નથી તેનો સંસાર દુસ્તર છે.

—જે સંયમરૂપી ભાર ધરવા ધુરંધર છે તેનો શબ્દ જેણે ઉચ્ચર્યો—ગ્રહણ કર્યો નથી તેનો પોતાની માતાના જોબનને હરણ કરનારો જન્મ નિરર્થક ગયો.

૬૫—આ ઉપર હેમહંસસૂરિના શિષ્યની કરેલી ટીકા છે તે પણ અપભ્રંશના માટે ઉપયોગી છે. તેની પ્રત સં. ૧૫૦૫ ની મળે છે તેથી તે ટીકાકાર તેની પહેલાં અવશ્ય હોવો જોઇએ. તેમાં અપભ્રંશ અવતરણો ઘણાં છે અને કેટલાક તો લાંબા છે. નાના સુભાષિતરૂપે છે કે જે ટીકાકારના સમયમાં બહુ સામાન્યરીતે વપરાતા હોવા જોઇએ. દાખલા તરીકે—

દિટ્ઠઈ જો ન વિ આલવઈ, કુસલ ન પુચ્છઇ વત્ત
તાસુ તણઇ ન વિ જાઇઇ, રે હયડા નીસત્ત
રાસહુ કંધિ ચડાવિયઇ, લબ્ભઇ લત્ત સહસ્સ,
આપહણે કરિ કમ્મડા, હિયા વિસ્સરહિ કમ્સ
મરણુ તિ સિહઈ બપ્પડા, ધમ્મિ જિ મુક્કા રંક,
સુકિઅ સુસચિઅ જેહિ પર, તે તિણિવાર નિસંક

૬૬—એક નગર અને તેના ઉપનગરો—પરાંઓનું વર્ણન તે ટીકામાં આ પ્રમાણે છે—

જોઇએ તેમજ તે એમ પણ બતાવે છે કે અપભ્રંશનું સાહિત્ય કે જેમાથી વિશેષ પ્રમાણમા તે લીધા છે તે ઘણુ સમૃદ્ધ હોવુ જોઇએ. આ વાતની ખાત્રી આ લાબી કથા અપભ્રંશમાં છે તે પણ આપે છે.

૬૯. પ્રસિદ્ધ જૈનબ્રાહ્મણ પડિત **ધનપાલ** માલવપતિ મુંજ અને ભોજની વિદ્વત્ સભામાં અગ્રણી હતા. તેમણે સ. ૧૦૨૯ મા પાઇય-લચ્છી નામમાલા નામનો પ્રાકૃત કોષ, અને પ્રસિદ્ધ જૈનકથા તિલકમજરી ભોજના રાજ્યમા રચી છે.

૭૦. ધનપાલનું **સત્યપુર મંડન મહાવીરોત્સાહ** નામનુ એક ૧૫ ગાથાનું નાનુ સ્તોત્ર અપભ્રંશમા છે, આ ધનપાલ ઉપરોક્ત ધનપાલ હોય તો તેનો સમય અગ્યારમી શતાબ્દિ છે—

રખિ સામિ પસરતુ મોહુ નેહુડુય તોડહિ,
સુમ્મદસણિ નાણુ ચરણુ ભડુ કોહુ વિહોડહિ,
કરિ પસાઉ સચ્ચઉરિ વીરૂ જઇ તુહુ મણિ ભાવઇ,
તઇ તુઠ્ઠઇ ધણુપાલુ જાઉ જહિ ગયઉ ન આવઇ. ૧૫

[ આ ઉત્સાહની પ્રત સં. ૧૩૫૦ માં લખેલી પાટણના શેઠ હાલાભાઇના ભડારમા છે, તે પ્રતમા સોમનાથ વગેરેના નાશની વાત પણ છે. મહમદ ગીઝનીની સોમનાથપર ચડાઇ સ ૧૦૮૦ મા થઇ, સં ૧૦૬૯ પછી ભોજરાજા ગાદીપર આવ્યા; એટલે તે વખતે ધનપાલ કવિ વિદ્યમાન હતા વળી વિશેષમાં પ્રભાવક ચરિતમા જણાવ્યુ છે કે તેણે 'દેવનિમ્મલ'થી શરૂ થતી સાચોર ( સત્યપુર ) મહાવીર જિનસ્તુતિ રચી હતી—એટલે સાચોરમા તે ગયેલ હતો એમ જણાય છે. આ પરથી સહીસલામતીથી માની શકાય તેમ છે કે આ ઉત્સાહ પણ પોતાની પાછલી વયમા-સોમનાથની ચડાઇના સમય આસપાસ આ ધનપાલ કવિએજ રચ્યો હતો, આ પરથી સાચોર ઘણું પ્રાચીન ગામ છે અને ત્યાની મહાવીરની મૂર્તિ-મદિર પણ પ્રાચીન છે. ]

૭૧. **મહાકવિ પુષ્પદત**—અપભ્રશ ભાષાના આ મહાકવિ માન્યખેટના રાષ્ટ્રકૂટ વશી નરેશ કૃષ્ણરાજ (ત્રીજા)ના સમયમા થયો છે. બીજે ક્યાંકથી આવી તેણે રાજાના મત્રી ભરતને ત્યા આશ્રય લીધો અને

વડ્ડિયસજ્જણહ્મણુ વમણે, સુકઇ કિત્તિ કિ દમ્મઇ પિસુણે;
કહમિ કવ્વુ વમ્મહ મહારણુ, અજિયપુરાણુ ભવણ્ણવતારણુ. ૨૪

—(કવિ, મંત્રી ભરતને કહે છે) હું ધનને તરણાસમું ગણું છું અને તેના ગ્રહણને ઇચ્છતો નથી. હું અકૃત્રિમ ધર્માનુરાગ—અકારણ પ્રેમ (ણિક્કારિમુ) ઇચ્છું છું; તેટલા માટે (હે) દેવીસુત શ્રુતનિધિ (ભરત!) તમારા મહેલમાં રહું છું.

—મધુ-વસંતનું આગમન થતાં આંબામાં લલિત મહોરકલિકા આવે છે, ત્યારે કોયલ બોલે છે, અને કાનન-વનમાં ભમરા ગુંજારવ કરે છે, ત્યારે કીર-પોપટ (એવો હું) દર્પથી શું બોલવા નથી લાગતો? જિન-ચરણ પ્રત્યેની ભક્તિથીજ મારી કવિતા પ્રસરે છે—સ્ફુરાયમાન થાય છે, નહિ કે નિજ જીવિત-વૃત્તિ-આજીવિકાના ખ્યાલથી. હે વિમલ ગુણા ભરણથી જેનો દેહ અંકિત થએલો છે એવા ભરત! હવે મારી આ રચના સાંભળ.

—કમળોની સુગંધ ભ્રમર ગ્રહે છે, નહિ કે નિસાર અંગવાળા એવા દેડકા, હાથી-હંસની જે ગતિની લીલા હોય છે, તેવી ચાલથી શું હરણ ચાલી-નાસી શકશે?—આજ રીતે જેઓને સજ્જનો પર દૂષણો મૂકવાની ટેવ પડી ગઇ છે એવા પિશુન-દુર્જન શું સુકવિઓની કીર્ત્તિને હણી શકશે? (હવે હું) મન્મથને સંહારનારા (અને) ભવ સમુદ્રને તારનાર અજિતપુરાણ (નામના) કાવ્યને કહું છું.

૭૩—યશોધર ચરિતમાંનો વિષય અને તેના સમકાલીન સોમદેવે સં. ૧૦૧૬ માં રચેલા યશસ્તિલક ચંપુનો વિષય-બંને સરખા છે. તેને પોતે 'નરના કર્ણોના આભરણ' રૂપ જણાવેલ છે.

તિહુયણ સિરિકંતહો અઇસયવંતહો અરહંતો વમ્મહહો,
પણવિવિ પરમેટ્ઠિહિ પવિમલદિટ્ઠિહિં ચરણજુયલુ ણયસયમહહો—ધ્રુવક.
કુંડિલ્લ ગુત્તણુહ દિણયરાસુ, વલ્લહનરિંદ ઘર મહયરાસુ,
ણણ્ણહુ મંદિરિણિ વસંતુ સંતુ, અહિમાણુમેરુ કઇ પુપ્ફયંતુ.

ચિતઇ હે પણ નૂરી કહાઓ, પઈંપઉ કમ દુક્ખપયાઓ,
કમ ધમ્મકિત્તિહી કવિ કહિ કહિયાઉ જાઇ સિવ સોક્ખલહિ.

૭૪—હવે નાગકુમાર ચરિત્ર કે જેની પ્રતિ માત્ર કારંજા ભંડારમાં મળે છે તે લઈએ—

૭૬ ચોપઈ

ગોત્તમ ગણહર એ વસિદૂંવ, સૂરિ પરંપરાએ ઉવઇદૂંવ
ણાયકુમાર ચરિત્ત પયાસિઉ, કમ સિરિ પઉમસિરિ મઈ ભાસિઉ ૧
સો ણુણઇ જો પઢઈ પઢાવઇ સો ણુણઇ જો લિહઇ લિહાવઇ
સો ણુણઇ જો વિવરિ વિચારઇ સો ણુણઇ ને ભાવે ભાવઇ ૨
ણુણઇ સમ્મઇ સાસણુ સમ્મઈ ણુણઇ પયસણુ ણુણઇ ણરવઇ
સિસિવિ સિસિવિ વરિસ ઉપાઉસુ ણુણઇ ણુણુ હોઉ દીહાઉસુ ૩
ણુણુ હો સમ્મતુ સુપવિત્તઉ જિણભણિ દસણ ણાણ ચરિત્તઉ
ણુણુ હોઉ ઉપ્પમ કસાવઉ રોગ સોગ ભય કરણ વિદ્દાણઉ ૪

—ગૌતમ ગણધરના વંશમાં સૂરિ પરંપરામાં ઉપદિષ્ટ આ નાગકુમાર ચરિત્ર મેં પ્રકાશિત કર્યું અને શ્રી પદ્મશ્રી કહેલું વર્ણન કર્યું જે આને શીખે શીખાવે તેને આનંદ રહો, જે લખે કે લખાવે તેને આનંદ રહો, જે આનું વિવરણ કરે યા કરાવે તેને પણ આનંદ હો. *સન્મતિ એટલે મહાવીરનું શાસન (શુદ્ધ મહાનું શાસન વીરશાસન) સમ્યક્ પ્રકારે આનંદવાન્ હો, રાજાને આનંદ હો અને નરપતિને

* સંમતિ-સન્મતિ એ મહાવીરનું બીજું નામ હતું. જુઓ ધનંજયકૃત નામમાલા.

सन्मति र्महतिर्वीरो महावीरोऽन्त्यकाश्यपः ॥११३॥
नाथान्वयो वर्द्धमानो यत्तीर्थमिह सांप्रतम् ।

—(હવે ૨૪ મા જિનેન્દ્રનાં નામ કહે છે—સન્મતિ, મહતિવીર, મહાવીર, અન્ત્યકાશ્યપ, નાથાન્વય, વર્ધમાન, કે જેમનું તીર્થ-શાસન હાલમાં પ્રવર્ત છે)

આનંદ હો. ચિંતવતા ચિંતવતા (એક) વર્ષ વીતી ગયું (!) નન્ન દીર્ઘાયુષ્ય થાઓ અને આનંદ કરો નન્નને સુપવિત્ર અને નિર્મલ 'દર્શન,' 'જ્ઞાન' અને 'ચારિત્ર' (જૈનોના રત્નત્રય) ઉત્પન્ન હો. નન્નને સર્વ રોગ-શોક-ક્ષય-કારી પંચ કલ્યાણ હો.

કવિએ પોતાનો ટુંક પરિચય કરાવ્યો છે તે જોઇએ.

સિવભત્તાઈં મિ જિણુ મણ્ણા સે, વેવિ મયાઇ દુરિયા ણિણ્ણાસે,
બંભણાઇ કાસવ રિસિ ગોત્તઇ, ગુરૂ વયણામય પૂરિય સોત્તઇ ૧
મુદ્ધા એવી કેસવ ણામઇ, મહુ પિયરાઈં હોંતુ સુહ ધામઈં,

—હું શિવભક્તિ . .... કાશ્યપ ગોત્રીય બ્રાહ્મણ હતો જૈન ગુરૂના વચનામૃતથી મારા શ્રોત્રો પૂરાયા, ત્યારે હું જૈનભક્ત થઇ ગયો મુગ્ધાદેવી અને કેશવ(ભટ્ટ) નામના મારા માતપિતા સુખના ધામ બનો.

૭૫—તેના 'પુરાણો'માંથી વિશેષ હકીકત મળે છે તે એ છે કે મેવાડિ (મેલપાટી અથવા માન્યખેટ)ની વાડીમાં લાંબા પ્રવાસથી શ્રમિત થઇને અને પોતાને થયેલ અપમાનથી ખિન્ન થઇ પોતે થાક લે છે. તે નગરના બે જનો તેને લઇ રાજા શુભતુંગદેવ (વલ્લભરાય)ના મંત્રી ભરત સાથે ઓળખાણ કરાવે છે ભરત પોતાના મંદિરમાં રાખી તેની કાવ્યપ્રતિભાથી મુગ્ધ થઇ મહાપુરાણ' લખવા પ્રેરે છે કવિ તેના આ આશ્રયદાતાનો ઉપકાર પોતાના આ વીરરસ કાવ્યની દરેક સંધિના અંતે તેનું નામ જોડી અને ઘણે સ્થળે તેની પ્રશંસા કરી સ્વીકારે છે તેના પિતાનું નામ કેશવભટ્ટ અને માતાનું મુગ્ધાદેવી હતું તેનું શરીર કૃશ અને રૂપ કુરૂપ હતું પુષ્પદંત પોતાને માટે બહુ અભિમાની હતો અને 'અભિમાનમેરૂ' એ નામનું બિરૂદ પોતે ધારણ કરી વાપર્યું છે

૭૬—મોટે ભાગે અપભ્રંશ કાવ્યો સંધિમાં (પ્રકરણમાં) વહેંચાયાં છે તે પ્રમાણે આ કવિએ સંધિમાં પોતાના મહાપુરાણને વહેંચેલ છે. સંધિ ૧ મા ૭ મો છંદ છે તેમાં પ્રવરસેનના સેતુબંધનો તેમજ સાથે સાથે રામાયણનો ઉલ્લેખ કર્યો છે નવમા છંદમા કપિલ અને વ્યાસ

ઉપરાંત ઐતિહાસિક એવા ભારવી અને માઘનો ઉલ્લેખ કર્યો છે વળી તે અન્યત્ર રૂદ્રટનો તેમજ બીજા ઘણાનો ઉલ્લેખ કરે છે જેવા કે ચતુર (ચતુર-મુખ) ભરત (નાટ્યશાસ્ત્ર કર્તા) પતંજલિ, ભાસ કાલિદાસ હર્ષ વિમલ, ભામહ દંડી, દ્રોણ, સ્વયંભૂ. આમાં દ્રોણ તે એજ છે કે જેનો ઉલ્લેખ હેમચાર્ય દેશી નામમાલામાં ગ્રંથકાર તરીકે 'અવિન્દુઅવાઇ ઇતિ દ્રોણ ૧-૧૮ અજ્જો અથ ઇતિ દ્રોણ' ૧-૫ વગેરેમાં ઉલ્લેખ કરે છે તેજ છે. સ્વયંભૂ તે નાટકમાં નતિકારે-દેશ્ય અક-ષરે એમ જણાવેલ છે કે स्वयंभू कवि पद्धडीबद्ध रामायण कर्ता आपलीसंघीय આ પરથી જણાય છે કે તે જૈન છે અને જેણે પ્રાકૃત ૭૬ પદ્ધડીમાં રામાયણ-પઉમચરિય રચેલ છે (કે જેનો આગળ આપણે ઉલ્લેખ કરી ગયા છીએ. પારા ૫૪).

૭૭—શ્રીચંદ્રમુનિ—તેનો બનાવેલો એક કથા કોશ છે તેમા ૫૩ સંધિ અર્થાત્ અધ્યાય છે તેમાં લગભગ તેટલી સંખ્યામાં નાની રોચક ઉપદેશ પૂર્ણ કથાઓ કહેલી છે કર્તાની મંગલ અને પ્રશસ્તિ છે તે પરથી જણાય છે કે આ કવિએ આ ગ્રંથ ગૂજરાતની રાજધાની અણહિલપુર પાટણમાં મૂલરાજ નૃપતિના સમયમાં રચ્યો હતો. અણહિલપુરના ચાલુક્ય (સોલંકી) વંશમાં બે મૂલરાજ થયા—એક વિ.સં ૯૯૮ થી ૧૦૫૩ સુધી, અને બીજો માત્ર બે વર્ષ સં. ૧૨૩૩ થી સં ૧૨૩૫ સુધી. સંભવિત રીતે આ કવિ મૂલરાજ પહેલાના સમયમાં થયો છે તેની ઉપરની સંસ્કૃતમાં પ્રશસ્તિ છે તે પરથી જણાય છે કે કુંદકુંદાચાર્યના અન્વયની પરંપરામાં શ્રીકીર્તિ શિષ્ય શ્રુતકીર્તિ શિષ્ય સુકુમાર કીર્તિ શિષ્ય વીરચંદ્રનો શિષ્ય હતો અને તેણે આ ગ્રંથ મૂલરાજ રાજાના ગોષ્ઠિક (ધર્મસ્થાનક મંત્રી) અને અણહિલપુરના વતની પ્રાગ્વાટ જ્ઞાતિના સજ્જનના પુત્ર કૃષ્ણના કુટુંબ માટે રચ્યો હતો.

૭૮—તેની ભાષા પદ્યબદ્ધ આદિ કૃતિઓ જેવી છે પરંતુ ૭૬ કંઇક ભિન્ન છે

પણવેપ્પિણુ જિણુ સુવિસુદ્ધમઈ, ચિતઇ ભણિ મુણિ સિરિચંદુ કઇ,
સસારૂ અસારૂ સવ્વુ અથિરૂ, પિય પુત્ત મિત્ત માયાતિમિરૂ ૧
ખણિ દીસઇ ખણિ પુણુ ઉસ્સરઇ, સપય પુણુ સપહે અણુહરઇ,
જોવ્વણુ ગિરિવાહિણિ વેયગઉ, લાયણ્ણુ વણ્ણુ કરસલિલ સઉ ૨
જીવિઉ જલબુબ્બુય ફેણ ણિહુ, હરિજાલુ વરજ્જુ અવજ્જુ ગિહુ

—વિશુદ્ધમતિ જિન (ભગવાન્)ને પ્રણામ કરીને મુનિ શ્રીચંદ્ર કવિ ચિત્તમા ભણે-ચિત્વન કરે છે કે સસાર અસાર અને સવ અસ્થિર છે. પ્રિય પુત્ર મિત્ર માયાના અધકાર સમાન છે. ક્ષણમા દીસે, વળી ક્ષણમા ઓસરી જાય-ચાલી જાય (એવી) સપત્તિ વળી 'સાપ'ને અનુસરતી-સરખી છે જોબન, ગિરિ એટલે પર્વતની વાહિની-નદીના વેગ પેઠે જનારૂ છે, લાવણ્ય વર્ણ-કાન્તિ હાથમાના પાણી જેમ નાશવત છે. જીવન જલના બુદ્બુદ-પરપોટાના ફીણ જેવુ છે, અને ગૃહ ઇત્યાદિ (?) ઇંદ્રજાલ સમાન છે.

૭૯—ધુવડ અને હસની એક કથાનો પ્રારભ જોઇએ—

મગહામડલિ પય સુહય રમ્મિ, પયપાલુ રાઉ પાડલિપુરમ્મિ,
તત્થેવ એક્કુ કોસિઉ ઉયારિ, નિવસઇ મયાવિ ગોઉરદુવારિ ૧
સકયાઇ રાય હસહ સમીવુ, ગઉ વિહરમાણુ સુરસરિહે દીવુ,
એક્કેણુ તત્થ કય સાગએણુ, પુચ્છિઉ હસે વયમા ગએણુ ૨
ભો મિત્ત ! ત સિ કો કહસુ એત્થુ, આઉમિ પએસહો કહો કિમત્થુ,
ધયરટ્ઠુ હો વયણુ સુણેવિ ઘૂઉ, ભાસઈ હઉ ઉત્તમ કૂલ પસૂઉ. ૩
કયસાવાણુગ્ગહ વિહિ પયાસુ, આયહો પહુ ! પુહઇ મડલાસુ,
વસવત્તિ સવ્વ સામત રાય. ભહુ વયણુ કરતિ કયાણુરાય. ૪
કીલાઇ ભમતઉ મહિપ સત્થ, તુમ્હઈ નિએવિ આઉમિ એત્થ,
ઇય વયણુહિ પરિઉસિઉ મરાલુ, વિણએણ પય પિઉ મઇવિમાલુ ૫

—મગધમડલ દેશમા સુખદ અને રમ્ય પાટલિપુત્રમા પ્રતિપાલ રાજા (હતો), ત્યાજ (તેના) એક કોટના ગોપુર દ્વાર-દરવાજામા એક

રાસ રચ્યો સિદ્ધચક્રનો એ, મા૦ ગાઈઉ શ્રી નવકાર ૭૫
એકમના જે સાંભલઈએ, મા૦ તેહ ઘરિ મંગલમાલ,
રિદ્ધિ અનતી ભોગવઈ એ, મા૦ જિમ નૃપતિ શ્રીપાલ. ૭૬

—સં. ૧૭૧૭ ચૈત્ર સુદિ ૧૦ ખંભાત મધ્યે પોસાલવડી પન્યાસ ધનવિજય લખિત. ૧૫–૧૨ લીં.

—સં ૧૭૩૦ કાર્ત્તિક શુ. ૧૨ ભોમ આગલોડ નગરે ૧૨–૧૩ ધો.

—સં ૧૭૩૭ માર્ગશિર શુ ૧૫ ગુરૂ અહમદાબાદ મધ્યે ૧૭–૧૧ ધો

—હાલાભાઈ ભ. પાટણ, ઉદયપુર ભં.

—શ્રી શેત્રુંજય કરમોચનાદિ સુકૃતિકૃત્ય સુકૃતિકારિ મહોપાધ્યાય શ્રી ૧૯ શ્રી ભાનુચંદ્ર ગણિ ચરણાંબુજ ચચરીકાયમાન પંડિત શ્રી દેવ ચંદ્ર ગણિ સકલ પંડિત શિરોમણિ પંડિત શ્રી ૧૯ શ્રી વિવેકચંદ્ર ગણિ શિષ્ય પંડિત શ્રી ૫ શ્રી તેજચંદ્ર ગણિ ૫. શ્રી ૫ શ્રી જિનચંદ્ર ગણિ શિ૦ ગ. જિવનચંદ્રેણ લિપત સં. ૧૭૫૩ વર્ષે જયેષ્ટ શુદિ ૧૦ દિને ગુરૂવાસરે લિખિત પત્તનવાસ્તવ્ય સા૦ વેલા પુત્રી બાઈ ગુલાબબાઈ વાચનાર્થં (ગુ વિ)

+મહાવીર સ્તવન–નાથ કેમે જંબુકો મેરૂ કંપાઓ ૫૯૨ જૈ કા સાર.
+ પદ— હરિભજ કારાના ૫૯૬ ,,
+મહાવીર સ્ત૦ વીરજી સુણોરે એક વિનતિ ૬૧૭ ,,
+છૂટક પ્રભાતી જબલગેં સમકિત રત્નકુ પાયા નહિ પ્રાણી ૪૮ જૈ પ્ર.

---

## ૫૭ મંગલધર્મ (રત્નાકર ગચ્છ જયતિલક સૂરિ–રત્નસિંહ સૂરિ–ઉદયવલ્લભસૂરિ–જ્ઞાનસાગરસૂરિ–ઉદયધર્મ શિ.)

(જુઓ નયસુંદરની પ્રશસ્તિ)

(૯૧) મંગલકલશ રાસ સં ૧૫૨૫

ધર્મ શિષ ઉ જ / એદમતિ, ૪ જ નિમલ દેહ,
કુમર નરિંદ તણુ રાસ તાં નવ્ય લેહ ૪૧
શ્રીસરિસાર વીરસિંહ ગુરુ પાય પસાઈ
જનુ દેવપદ અધિ ચરેણુ, રચિઉ ભક્તિ સસો ૪૨
—ઇતિ શ્રી કુમારપાલ રાસ. સં. ૧૫૪ વર્ષે સા. પુંજા ભાર્યા
જનુ, સુતા કુંઅરિ પાનાઈ ભણનાર્થ અષિના લિખિત. વીરમગામે ॥
[ સુ. વિ. ]

---

## ૬૧ ઉદયધર્મ ( આગમગ. મુનિસિંહસૂરિ–વિજયસિંહ–મુનિ (મતિ) સાગર શિ. )

[ આ કવિએ સં. માં ધર્મકલ્પદ્રુમ રચેલ છે ]

(૯૫) મલયસુંદરિ રાસ. સં. ૧૫૪૭ આસો શુ. ૭ ગુરુ

અંત—

જિન શાસન વિદ્યુત ભગવંત, ગચ્છ ચઉરાસી હુઈ ગુણવંત.
શ્રી આગમ ગચ્છિ પ્રકાસ દિણંદ, સિરિ આચાર્ય મુનિસિંહ સૂરિંદ. ૧૧૮૮
તસ મનરંજન જગ ગુરુ ધામ વાદ વાચક વિજયસિંહ નામ,
તસ શિષ્ય શ્રી ઉવઝાય સુજાણ, શ્રી મતિસાગર મહિમનિધાન. ૧૧૮૯
તસ પય પંકજ સેવા પ્રવીણ, ઉદયધર્મ પંડિત સુજાણીણ,
કરિઉ કથાનક રંગિ રસાલ, મલયસુંદરિ મહાબલ ભૂપાલ. ૧૧૯૦
વિક્રમ વરિસથિતિ અભ્યાસાત, કુકર્મ વિરહ એવ રચી વાત
પનર સત્તતાલીસઈ તૃતીયા તિથિ, આસો શુદિ ને ગુરુ પક્ષ અધિક. ૧૧૯૧
કરજોડી કવિ ઇમ વીનવઈ જે મેલિ અધિક ઉછુ બોલ્યઉ
ક્ષમા ધરે ક્ષમવઉ અનંત સાધો સેવઉં શ્રી પસાય ૧૧૯૨
કે નવિ જાણ્યઉ મરમ ધરિ ગુણવંતા સવિ કે ધર્મધુરિ,
રામ નિમસિ ભઈ કીધી કથા, તાં નાં કુલે મેર કૂ યથા. ૧૧૯૩

## ૫૯ પુણ્યનંદિ (ખ૦ જિનસમુદ્રસૂરિ-સાગરચંદસૂરિ-રત્નકીર્તિ-સમયભક્ત શિ૦)

(૯૩) રૂપકમાલા.

અંતે—

સબલ શીલ મહિમા નિલઉ કુશલસૂરિ સિરિસાટ,
શ્રી જિનસમુદ્રસૂરિ સોહવઈ ખરતલ ગુરુકઉ પાટ ૩૦
કુસીલ ઉથાપક સુસીલસ્થાપક સાગરચંદ
સૂરિ રાયવયણાયરી રયણકીરતિ ગણિચંદ ૩૧
શ્રી સમયભક્ત વરવાચક્ર વીર વિણેયાનંદ
રૂપકમાલા શીલની પભણઈ શ્રી પુણ્યનંદિ ૩૨

આનાપર રત્નરંગ ઉપાધ્યાયે સં. ૧૫૮૨ માં બાલાવબોધ લખ્યો છે કે જેની પ્રશસ્તિ નીચે પ્રમાણે છે—

"पुण्य नंद्युपाध्यायेन शीलरूपकमालिका,
विहिता भव्यजीवानां चित्त शुद्ध विधायिनी
नेत्र सिद्धि ज्ञान चंद्रे वर्षे नभसि मासि
श्री रत्नरंगोपाध्यायैः कृतावबोधिनी ॥
—इति रूपमाला बालावबोधः

લખ્યો સં. ૧૬૬૫ વર્ષે ભાવ ધર્મ ગણિએ—સાગર બ. પાટણ.
(જિનસમુદ્ર સૂરિને સૂરિપદ ૧૫૩૦ માં મળ્યું અને તે સં. ૧૫૫૩ માં સ્વર્ગસ્થ થયા તેથી તે બે મધ્યમાં આ કૃતિ રચાઈ છે.)

---

## ૬૦ દેવપ્રભ ગણિ (વીરસિંહ શિ.)

(૯૪) કુમારપાલ રાસ લ. સં. ૧૫૪૦ પહેલાં

અંતે—

મેરુ નગ નદ ચલઈ જાવ, જા ચંદ દિવાયર
સેસ નાગરાજ જા ધરઈ, ભૂમિ સાનઈ સાયર,

મગલ પહિલૂ શ્રી અરિહંત, મગલ બીજઇ શ્રી સિદ્ધ,
મગલ ત્રીજઇ મલય સુંદરી, મગલ ચઉથઇ શાસન સુરી. ૧૧૯૪
કર્મ તણુઉ એ પ્રબંધ પ્રસીદ્ધ, જિમ જિમ સુણીઇ તિમતિમ રૂડીક,
ભણુતા દોષ દરિદ્ર ટલઈ, ગણુતા નવનિધિ સંપદ મિલઇ. ૧૧૯૫

—ઇતિ મલયસુંદરી ચતુર્થ પ્રસ્તાવ ગ્રથાગ્ર શ્લોકસખ્યા ૧૮૦૦.

શ્રી સ. ૧૫૯૪ વર્ષે પોષ માસે શુક્લપક્ષે ચતુર્થ્યાં તિથૌ ગુરૂવાસરે તદ્દિને લખિત. મુ આણુદ રત્નેન, પા ૪૪ ૫ ૧૬ (ગુ. વિ.)

(૯૬) કથા બત્રીસી. ૧૫૫૦ દીવાલી.

અંતે—

શ્રી આગમ ગચ્છ સદા ઉદ્યવંત શ્રી મુનિસિંહસૂરિ ગુણુવંત
તસ પાટિ શીલરત્ન સૂરિ પ્રધાન આણુંદપ્રભ ગુરૂ બુદ્ધિ નિધાન ૧૪
જયરત્ના મુનિરત્ન સૂરીસ આનંદરત્ન હોયા તસ સીસ,
એ અનુક્રમ ગછનાયક તણુ કવિતા નામ હવઈ ઇમ સણુ ૧૫
મુનિસિંહ સૂરિ તણુઈ બહુ શિષ્ય શ્રી વિજયસિંહ વણુારીસ મુખ્ય,
તસ બધવ ઉદયરત્ન પન્યાસ વાચક યતિકીરતિ ગુણુવાસ ૧૬
વિજયસિંહ શિષ્ય શ્રી ઉવઝાય મુનિસાગર નામિ મુનિરાય
અનુક્રમિ અમરસાગર ઓઝાય શ્રી શ્રીમાલી ડાભિલ વસ ૧૭
તાસ ગુરાહી ૫ ઉદયધર્મ લબ્ધિસાગર સાથી અભિરમ્મ,
કહી કથા બત્રીસઇ સાર સોધી જોયો જે સવિચાર ૧૮
પનર પચાસઈ દીપ દિને કરિઉં કથાનક એહ,
સુગધ પણુ ઇમઇ કહિઉં અછઇ સોધઇ ઉતમ જેહ ૧૯

—વિજયધર્મસૂરિ ભ

---

## ૬૨ વચ્છ.

(૯૭) મૃગાંકલેખા રાસ. ( લ. સ. ૧૫૪૪ તેથી તે પહેલા )

( અન્ય લિખિત સ્તવમાં પાઠાંતર )
કમ ભણે વચ્છ ભણશાળી નિરુપિત અમ મન એ અરિહંત
એહવા નીલવરણ નવરંગ જિનેસર, જયો જયો ભગવંત
—શ્રી ૫ તિલકચંદ પાનાર્થે લ ૫ કંતિકુશલ સંવત ૧૮૪૦ ના વર્ષે ચૈત્ર શુદ ૧૩ વાર શુક્રે મો. લા., માં.
—પ્ર દેવચંદ્રકૃત સ્નાત્ર પૂજામાં અંતર્ગત-વિવિધ પૂજાસંગ્રહ નવકાર સઝાય. પૃ ૭.
[ આ કવિ દેપાલ કવિના સમકાલીન જણાય છે તેથી તેને ૧૫ મા સૈકામાં મૂકેલ છે. મૃગાંકલેખા રાસના કર્તા વચ્છ કવિ ને આ બંને એક હોવાનો સંભવ છે ]

## ૬૪ સર્વાંગસુંદર ( વડતપગચ્છ—જયશેખર સૂરિ-જિનસુંદરસૂરિ-જિનરત્ન સૂરિ-જયસુંદર ઉ. શિ. )

(૯૯) સાર શિખામણ રાસ. ૧૫૪૮ માગશર શુદ ૧ માણુકપુરીમાં

આદિ—

ત્રેવીસમા શ્રી પાસનાહ પ્રભુ કેરા પાય
હું પ્રણમું એક ચિત્ત થઈ સવી સગુરુ પસાય ૧
માતા સરસતિ દેવિ કન્હઈ એક સુવચન માગુ
જે કવિરાજ આગઇ હુઆએ તેહ ચરણે લાગુ ૨
ધ્યાઉ શ્રી નવકાર મંત્ર મહિમા પુરવ સાર
જપતાં એક ઘડીએ ન લહીજઇ પાર ૩
યશ કીરતિ જેહ નિરમલ એ જયસુંદર જેહ,
સર્વાંગનિધિ ગુરુ અણુસરીએ આરાધું તેહ. ૪
સાર સીખામણ તણુ રાસ રચસુ રસ આણી
તે ભવિયણ તમ્હે સાંભળજો ભવિયણ હીત જાણી. ૫
* * * *

—સં ૧૫૪૪ વર્ષે આસો શુદિ સપ્તમી સોમે મૃગાંકલેખા ચરિત્રં લખિતવાત્ . સં ૧૬૫૯ વર્ષે મા૦ સુ૦ ૫ દિને શ્રી શ્રીમાલ જ્ઞાતીય સા શ્રી પાસવીર સુત સાહ શ્રી રહીયા પદત્ત પુણ્યાર્થે ૧૨-૧૫ લીં શુદ્ધ જૂની પ્રત જણાય છે

—લિ૦ સંગીયાણા નગર મંધ્યે સં ૧૬૨૮ વર્ષે આસૂ વદિ ૧૧ દિને ગુરૂવારે ૨૬-૧૧ લીં

—સં ૧૬૭૫ વર્ષે શ્રાવણ માસે કૃષ્ણપક્ષે દ્વિતીયાયા તિથૌ સોમવાસરે ક્ષત્રીયવંશે રાઠોડ જ્ઞાતિ મહારાજશ્રી સુરસિંહજી વિજય રાજ્યે વછા લીખત નાગોરીં (આમા વછા એ નામ છે તે ખુદ કવિ નથી કારણ કે ઉપર જુદા જુદા સંવત છે કે જે સં ૧૬૭૫ પહેલાના છે.)

---

## ૬૩. વચ્છ ભંડારી.

**(૯૮) †નવપલ્લવ પાર્શ્વનાથ કલશ.** (મંગલપુર-માંગરોળના)

આદિ—

શ્રી સૌરાષ્ટ્ર દેશમંધ્યે શ્રી મંગળપુર મંડણો, દુરિત વિહંડણો,
અનાથનાથ અસરણસરણ ત્રિભુવનજનમનરંજનો,
૨૩ મો તીર્થંકર શ્રી પાર્થનાથ તેહ તણો કળશ કહીશું.

ઢાળ

હાંરે વાણારસી નયરી વસેય અનુપમ ઉપમ અવદાધાર,
તિહા વાવી સરોવર, નદીય કૂપ જળ વનસ્પતિ ભાર અઢાર,
તિહા ગઢ મઢ મંદિર, દિસ અભિનવ, સુંદર પોલિ પ્રાકાર,
કોસીસા પાખલ ફિરતિ ખાઈ, કોટે વિસમા ઘાટ ૧

અંતે—

(છાપેલી પ્રતમા)

ભણે વચ્છ ભંડારી અમમન, વસિયો શ્રી અરિહંતોજી,
• નીલવરણ તનુ મહિમાસાગર, જયો જયો ભગવંતોજી,

અંતે—

વડ તપ ગચ્છ ગયણાગણિ સૂરિ, જેહ વાણી ગંગાજલ પુરિ
શ્રી જયમેહર સૂરિવરો
તાસ પાટ દીપઈ ગુણ ભૂરિ, ગચ્છપતિ શ્રી જિનસુંદર સૂરિ,
તપિ જપિ નિરમલ ગણધરૂએ - ૨૩૩
તાસ પાટિ પુહુવિ ગુરૂ ગુણનિધિ, જેહનઈ નામિઈ લહીઈ
સવિ સિધિ, શ્રી જિનરયણ સુરિંદ વરો.
શ્રીવિજયરાજ તેહનઈ જે સોહઈ, નિરૂપમ જગહ તણા મનમોહઈ,
ઉવઝાય શ્રી જયસુંદરૂએ. ૨૩૪
તાસ સીસ ગુરૂ લહીય પસાય, શ્રી સર્વાંગસુંદર ઉવઝાય,
રચિઉ રાસ એ રૂઅડો એ
પનરસ અડતાલઇ સંવત્સરિ, માગસિર સુદિ દસમી ગુરૂ માનુષ્યપુરિ,
નિતુ નિતુ મંગલ જયકરૂએ ૨૩૫
એક મના જે હિઇ ધરેસઈ, ભવના સઘલા પાતિગ ધોસઈ,
હોસઈ સુખ તેહ અતિ ઘણુએ ૨૩૬
કવિઅણ કહઈ મઈ જાણ અજાણિઈ, રચિઉ રાસ એ બુદ્ધિ પ્રમાણિઇ,
નહુ જાઉ મેરૂ ગિરિએ
એ હિતસિખ્યા નિતુ હઇઇ ધરસ્યઇ, દુખસાગર તે નિશ્ચઇ તરસ્યઈ,
શિવ સુખ અવિચલ પામસ્યઇ ૨૩૭

—૧૦-૧૪, ૧૨-૧૪ લીં

—હા ભ પાટણમાં ડાભડો ૮૦, ખ ૧, પા ૩, માણેક.

[ આ રાસમાં રાત્રિભોજનનિષેધ, જીવહિંસા ત્યાગ, ગળેલું પાણી પીવું, અભક્ષ્ય વસ્તુ ન ખાવી વગેરે શિખામણની વાતો છે ભાષા પ્રાચીન ગુજરાતી છે તેવી હિંદી જેવી જણાય છે પદ્ય ૨૫૦ લગભગ છે જિનરત્નસૂરિના ધાતુ પ્રતિમાપરના લેખ સં ૧૫૧૫, ૧૫૧૬, ૧૫૨૦, ૧૫૨૧, ૧૫૨૭ના મળી આવે છે અને તેમને શિષ્ય હેમસુંદર ગણિ પણ હતા. જુઓ ધા પ્ર લે. સં. ભાગ ૨ ]

(૧૦૧) સિદ્ધાંત ચોપઈ—લુંકા વદન ચપેટા. સ. ૧૫૪૩ કા. શુ ૮ રવિ.

( આમા મૂર્ત્તિ નિષેધક લોકાશાનુ ખડન છે. )

આદિ—

સકલ જિણુંદહ પાય નમુ, હિઅડઈ હરિપ અપાર,
અક્ષર જોઇ બોલિસિઉં, સાચઉ સમય વિચાર
સેવિઅ સરસતિ સામિણી, પામિઅ સુગુરૂ પસાઉ,
સુણિ ભવીઅણુ જવ વીરજિણુ, પામિઉ શિવપુરિ ઠાઉ ૨
સઈ ઊગણુવીશ વરિસ થયાં, પણુયાલીસ પ્રસિદ્ધ, (વીરાત્)
ત્યાર પછી લુંકુ હુઉ, અસમજસ તિણિ કીધ. ૩
લુંકા નામિઇ મુહતલુ, હુતઉ એ કિઇ ગામિ,
આવી પેઠિ અહુપરે, ભાગુ કરમ વરામિ ૪

* * * *

---

દાવાદ આવેલ. ને તેને ત્રણ પુત્ર પૈકી મોટા પુત્ર નામે શ્રીધર અજદ-પુરામા વસતા હતા શ્રીધરને તેમની સ્રી ઝમકલ દેવીથી ચાર પુત્રો નામે વસ્તુપાલ, જિનદાસ, મગલદાસ અને લઘુરાજ તથા એક પુત્રી નામે લીલાવતી થયા તે પૈકી લઘુરાજ તેજ આપણા કવિ તેમનો જન્મ સ. ૧૫૨૧ શાકે ૧૩૮૬ પોપ વદિ ૩ નો થયો. તેમના જન્માક્ષર સમય-રત્ન મુનિને બતાવતા તે ગુરૂએ જણાવ્યુ કે તે પુત્ર તપનો સ્વામી થશે અથવા તે કોઈ તીર્થ કરશે, કાતો મોટો યતિ થશે અને મહાવિદ્વાન્ થશે ગુરૂના કહેવાથી માબાપને પગે લાગીને એ પુત્ર વૈરાગી થયો. સ ૧૫૨૯ ના જેઠ શુદ ૧૦ ને દિને પાટણમા પાલણપુરી અપાસરામા મહોત્સવપૂર્વક તપગચ્છપતિ લક્ષ્મીસાગર સૂરિ (જન્મ સ ૧૪૬૪ ભાદ્રપદિ વદિ ૨, દીક્ષા ૧૪૭૦, પન્યાસપદ ૧૪૯૬, વાચક પદ ૧૫૦૧, સૂરિપદ ૧૫૦૮, ગચ્છનાયક પદ ૧૫૧૭ સ્વર્ગવાસ સ. ૧૫૩૭) એ દીક્ષા આપી લાવણ્યસ-

ધન ધન જિનશાસન
અમ્હ ગુરૂ શ્રી સોમસુન્દર સૂરિ, જાસુ પસાઈ દુરિઆ દૂરિ,
તપગછનાયક સુગુણનિધાન, લક્ષ્મીસાગર સૂરિ પ્રધાન ૧૭૬
શ્રી સોમજય સૂરીંદ સુજાણ, જસુ મહિમા જગિ મેરૂ સમાણ,
અહનિસિ હરખિ પ્રણમૂં પાય, સુમતિસાધુ સૂરિ તપગછરાય ૧૭૭
ગુણમંડિત પંડિત જયવંત, સમયરત્ન ગિરૂઆ ગુણવંત,
તસુ પય કમલિ ભમર જિમ રમૂં, ઈણિપરિ ભગતિઈં દિન નીગમૂં ૧૭૮
જસુ મહિઅલિ રૂઅડઉ જસ વાઉ, તે સહિ ગુરૂનુ લહી પસાઉ,
એ ચઉપઇ રચી અભિરામ, લુંકટ વદન ચપેટા નામ ૧૭૯
સંવચ્છર દહ પંચ વિશાલ, ત્રિતાલા વરષે ચઉસાલ,
કાતી શુદિ આઠમિ શુભ (ગવિ) વાર, રચી ચઉપઇ બહુત વિચાર ૧૮૦
નરનારી એકમના થઇ, ભણઇ ગુણઇ જે એ ચઉપઈ,
મુનિ લાવણ્યસમય ઈમ કહઇ, તે મનવાંછિત લીલા લહઇ ૧૮૧'

—ઈતિ શ્રી સિદ્ધાંત ચતુષ્પદી લુંકટ વદન ચપેટાભિધાના.

લિખિતા પરોપકારાય શુભ ભવતું લેખક પાઠકયોઃ-શ્રી આની સાથે આજકવિનું રચેલું એક ગીત છે (પ્ર કા.) -૮-૧૩ વિ ધ

—સંવત ૧૬૪૬ વર્ષે ચૈત્ર માસે શુક્લ પક્ષે ચતુર્દશી બુધે લખિતં સ્વપરોપકારાય લિખિત ॥ પં૦ કુશલતિલક ગણિ શિષ્ય કલ્યાણતિલક લિખિત ॥ શ્રી શ્રમણસંઘસ્ય શુભ ભૂયાત્-ભાવ પૃ ૨૩-૩૧ પં ૧૩

**(૧૦૨) સ્થૂલિભદ્ર એકવીસો સં ૧૫૫૩ ની દીવાળી**

**આદિ—**

આવિઉ આવિઉ રે આવિઉ જલહર ચિહુ પખે,
સોહાવિઉરે માસ આસાઢ સુણઉ સખે
નિત સમરૂ રે જેહનુ નામ સદા મુખે
મોઈ સામીરે સ્થૂલિભદ્ર જો નાવઈ રખે

* * * *

ભવ ભવ સાગર ઉતર્યો ચીત્તજ ધર્યોરે જિન મુક્તિદાતાર તો
પયા છે
જ્યુ ગરિ પાપ આલોઇઅમાં જેમ ટુમન્ગાં રે જીવ પેર અનંત તે
આલોઇ જિન ભાવિ ઈમ કુઝનીરે જિનરાજ મહંત ઘ પર છે
તુમ નામિ હૂં નિર્મલ થયો મુઝ મિ ગમોરે પાતિક તણ દૂર ઘ.
મુનિ લાવણ્યસમઈ ભણઇ નિત વંદસ્યુરે પ્રભુ આણંદ પૂર ઘ. પત્ર છ
(વિ. ધ ચોપડી પા. ૧૬૮-૧૭) મારી પાસે ૭-૧૨

(૧૦૫) નેમનાથ હમચડી સ ૧૫૬૨ (૬૪)

આદિ—

સરસ વચન દીયો સરસ્વતીરે ગાયસ્યું નેમકુમારો
સામલવરણ સોહામણો, તે સહ્જમની ભરતારો રે હમચડી ૧

* * * *

અંત—

હમચી હમચી હમચડીરે હમચી છબ સુરાસી,
મુનિ લાવણ્યસમય ઇમ બોલઈ હમચી હરખિઈ વાસીરે-૮ ૮૬
સંવત પનર બાસઠે (પા. ત્રેસઠે) રે ગાયુ નેમિકુમારો
મુનિ લાવણ્યસમય ઇમ બોલઇ વરતિઇ જયજયકારોરે-૮ ૮૭
—મારી પાસે છ

(૧૦૬) સેરીસા પાર્શ્વનાથ સ્તવ. સ ૧૫૬૨

આદિ—

સ્વામિ સુહાકર શ્રી સેરીસઇ પાસ જિણેસર સોહઇ દીસઇ
દીસઇ સોહઇ પાસ પરમ પુહતિ અપાપૂર એ
સેવનાં સ થકિ સુરતિ જ્યોતિ સમલ સકલ જ્ઞર એ
એ અમલ મૂરતિ સકલ સુરતિ આદિ કોઇ ન જાણ એ.
ઇમ સુગુરૂ વાણી હૃદય આણી મુગ્ધ એમ વખાણ એ ૧

x x x x

અંત—

પાસ પ્રભાવ ઘણ ઉલ્લાસિ મહીયલમહિમા પાસ દેખાડ એ
દેખાડ એ પ્રભુ પાસ મહિમા સપ આવે ઉમાહે

વાસુપૂજ્ય જિણવર બારમુ ચૈત્રથિ કો માસ જિને નમુ,
અજૂઆલી ઇગ્યારિસિ સાર, તહીઇ સુર ગુરૂ ગિરૂઉ વાર. ૧૨
દૂહા ચઉદ અનઈ ચઉપઈ, ઇકિ જપમાલી પુરી હૂઈ,
ઉપર અધિકા પાઠ વખાણિ, તે સખ્યાના મણિયા જાણિ ૧૩

* * * *

તપગચ્છ નાયક આણુદ પૂરિ, વદુ સિરિ સોમસુદર સૂરિ,
તસુ અનવઇ સોહઇ ગુરૂચદ, સિરિ લખમીસાગર સૂરીદ. ૧૧૮
અણજાણતા કહિઉ જે અતી, અધિક ઓછઉં ખમિઓ વલી,
મુનિ લાવણ્યમમઇ કહિ એ ઇસ્યઉં, ધન મન જે જિનચલણે વસિઉં ૧૧૯

—લખ્યા મ ૧૯૦૭ પ્ર કા

—૬-૧૨ ધો —પ્રકાશિત ભીમશી માણેક.

(૨૦૪) આલોયણ વિનતિ સ ૧૫૬૨ વામજ નગરમા

આદિ—

આજ અનતા ભવ તણારે, કીધા અતિ ઘણારે
મુજ એહજ ટેવ તુ,
પાપ આલોઉં આપણા, સુણિ સમરથરે, સીમધર દેવ તુ ૧
થોડિ સીમધર સામીયા—આકણી
કરૂ વિનતીરે કરૂ બે કરજોડિ તુ,
થોડ નહિ કહતો પરૂ ભમ્યો ભવતણીરે કહું કેતલી કોડિ તુ છો. ૨

* * * *

અતે—

સવત પનરબાસિઠઈ આદિશ્વરરે અલવેસર સાખ તુ,
વામિજમાહિ વીનવ્યો, સીમધરરે દેવદર્શન દાખિ તુ ૫૪ છો
અમિઅ ઠર્યો આણુદ ભર્યો આજ મે કર્યોરે પોતિ
સુકૃત ભડાર તો,

ધ્વજ પૂજ મગલ આરતી તેણે પાપ પૂરવના ઘટ્યા
સવત પન્નર બાસઠ્ઠિ પ્રસાદ સેરીસાતણો
લાવણ્યસમે ઇમિ આદિ બોલે નમો નમો ત્રિભુવનધણી ૧૫

(૧૦૭) રાવણ મદોદરી સવાદ. સ ૧૫૬૨ (આગળ જુઓ)

(૧૦૮) વૈરાગ્યવિનતિ મ, ૧૫૬૨ આસો શુદ ૧૦

આદિ—

જય પઢમ જિણેસર અતિ અલવેસર, આદીસર ત્રિભોવનધણીય,
શેત્રુંજ સુખકારણ સુણિ ભવતારણ વીનતડી સેવક ભણીય ૧

* * *

અંતે—

સેવકમાહિ સમુહતુ થાપુ, આદીસર અવિચલ પદ આપુ
તપગચ્છિ શ્રીય હેમવિમલ સૂરીંદ, તાસ વયણિ કીધૂ આણંદઈ ૪૬
પનર-બાસઠઇ આદિજિન તુઠઈ, કરી વીનતી ઊલટિ ઘણુંઇએ,
આસો મસવાડઇ દસમી દિહાડઇ. મુનિ લાવન્યસમઇ ભણઇ એ ૪૭

—ગ્રથાગ્ર ૭૧-વિ ધ., ચોપડો ૧૬૭-૧૭૦ મારી પાસે ૨-૧૭.

(૧૦૯) સુરપ્રિય કેવલી રાસ સ. ૧૫૬૭ આસો શુદ રવિ ત્રબાવતી (ખભાત) માં

અંતે—

શ્રેણિક હીયડઇ હરખીયા, ૨૭ પરખદિ બાર,
મુનિ લાવણ્યસમઈ ભણઈ, વરત્યઉ જયજયકાર ૧૯૭
સવત પંનર સત(ડ) સઠઈ આસો સુદિ રવિવાર [પા સોમવાર]
રચિઉં ચરિત્ર સોહામણુ, ત્રબાવતી મઝારિ ૧૯૮
તપગછિ ગુરૂ ગોયમ સમા, સોમસુંદર સૂરિરાય,
સમયરત્ન સહિ ગુરૂ જયઉ, પામી તેહના પાય ૧૯૯
કાંઈ કવિ મતિ કેલવણુ, કાંઈ શાસ્ત્ર વિચાર
ગાઉં સુરપ્રિય કેવલી, ગુરૂ સરસતિ આધારિ. ૨૦૦

સવત્ ૧૫૨૧ ધિન્ન, શકે તેર છયાશીઉ પ્રસન્ન,
પોષ વદી દિન ત્રીજ પવિત્ર, આવિઉ અશ્લેષા નક્ષત્ર ૩૬
ઘડી પાછિલી જવ નવગતિ, જન્મ અર્ક ઉગીઉ પ્રભાતિ,
તુલા લગ્ન સરિસુ સંકેત, મૂરતિ મ ગલ જમલુ કેત ૩૭
વૃશ્ચિક બુધ રવિ ત્રીજઈ રહિઉ, શુક્ર મકરિ તે ચઉ થઇ કહિઉ,
ગુરૂ શનિ કુભિ રહ્યા પાચમઈ, મેષિ રાહુ સોહઇ સાતમઇ ૩૮

| | | |
|---|---|---|
| ર બુ ૮ ૯ | ૭ મ | |
| શુ ૧૦ | શ્રી | ૪ ચ |
| ગુ. ૧૧ શ. ૧૨ | ૧ રા | ૨ ૩ |

દસમઇ ચદ રહિઉ નિજ ઘરે, જન્મયોગ જોઇઉ સહિગુરે,
હૃદયન્થલિ રવિ નક્ષત્ર વશિઉં, સહિગુરિ વચન પ્રકાશિઉં ઇશુ ૩૯
સુણુઉ શ્રેષ્ટિ હોશિ તપ ધણી, કઇ એ જાશઇ તીરથ ભણી,
કઈ એ થાશઈ મોટઉ યતી, વર વિદ્યા હોશઇ દીપતી ૪૦
ગુરૂવચને વઇરાગી થયુ, માતતાત પય લાગી રહિઉ,
જેઠ સુદિ દિન દસમી તણુઉ, ઉગણત્રીસઇ ઉચ્છવ ઘણુઉ ૪૧
પાટણિ પાલ્હણપુરી પોસાલ, જગ હુઇ ચઉપટ સુસાલ,
દિધિ દીક્ષા અતિ આણુદપૂરિ, ગચ્છપતિ લષિમીસાગરસૂરિ ૪૨
સવ સજન સહ સાપી સમઈ, નામ ઠવિઉં મુનિ લાવણ્યસમઈ,
નવમઇ વરસિ દીપવઃ લીધ, સમયરત્ન ગુરિ વિદ્યા દીધ ૪૩
સરસતિ માત મયા તવ લહી, વરસ સોલમઈ વાણી હુઈ,
રચિઆ રાસ સુદર સબધ, છદ કવિત ચઉપઇ પ્રબધ. ૪૪
વિવિધ ગીત બહુ કરિયા વિવાદ, રચીયા દીપ સરસ સવાદ,
સરસ કથન નહીં આલી કવઇ, મોટા મત્રિરાય રજવઇ. ૪૫

*બીજી પ્રતમાં—

સવત પનર અમોતરે એમ જે રાસ સમદ્ધ ભામ ર ના પછી આવે છે

(૧૧૨) અંતરીકપાર્શ્વ જિનછંદ સ ૧૫૮૫ (૮૬) વૈશાખ શુ. ૪

આદિ—

સરસ વચન દો સરસતી માત, બોલીસ આદિ જસ વીખ્યાત
અંતરીક શ્રીમાતનો ધણી, પ્રતિમા પાસ જિનેસર તણી. ૧
કહુ ધણી જે રાવણરાય તેહ તણો ભગેની કહેવાય.
પરણ્યણ નામેં સુપાસ, બહુનીસ ધર્મતણો પ્રતીપાસ. ૨

* * * *

અંત—

સવત પનર પચ્યાસીયા ( પા. ઇવાસીઇ ) વર્ષાંણ, સુદિ વૈસાખ તણો દિન જાણુ,
ઉલટ આચારીજેં ભવે ગાયો પાસ જિનેસર જનો. ૫૪
હુ સેવક છું તાહરો સ્વાંમ હું લીનો છું તાહરે નાંમ
મુનિ લાવન્યસમે કહે સુણ, તુમ દરિસણ હું વાંધુ સદા. ૫૫

—લિ. પાલણપુર નમરે પ ઋષભવિજય મ ૫ રત્નસમેન સ ૧૮૯૫ આવણ માસે સીતેતર પક્ષે પુર્ણિમ નિથે ભસેવાસિને વસ્યા તની ઝડી વરસતે લીખ્યું છે શ્રી ભદ ભવતુ ( અંતરીક્ષ ક્ષેત્રમાં એકસીમિટ હતું તેમાંથી )

(૧૧૩-૧૧૫) ખિમઋષિ (બોહા) બલિભદ્રયશોભદ્રાદિરાસ.સં ૧૫૮૯.

+ ખિમ ઋષિ (બોહા) રાસ ભાષ રવિ. અમદાવાદમાં

આદિ—

ભારતિ ભગવતિ મનિ ધરી ગુરૂ પય નમીય પવિત્ર,
બોલિસુ ખુચાઈ આગમહઉં બોહા તણુઉં ચરિત્ર. ૧
જસ ઉચ્છવ આણંદ ઘણુઉં ત્રિ તિ જસભાતિ
શ્રીજાવા શ્રીધર જિનહરસિ, નાંમઇ દૂરીયા દૂરિ. ૨

બત્રીશે અક્ષરિ થિકો, બાસઈ ગ્રથહ માન,
સત્તરશત લીહિ અગલા, એહ ગ્રથનુ ન્યાન ૬૮

નવરગ નવલા ૫ડ, તે રચીઉ રાસ અપડ,
જે સુણુત સવિ સયોગ, ગે ભણુનલા લહીઇ ભોગ,
જે ભણુત લહીઇ ભોગ ભૂતલિ, ભણુતિ મુનિ લાવણ્યસમઇ,
કિત્તિ વિમલ વાણી વિમલ, વિમલધરિ રિધિ વૃદ્ધિ રમઇ ૬૯

—સ. ૧૫૮૪ વર્ષે પોપ શુદિ દશમ્યા તિથૌ ગુરૂદિને ભીમેન લિપિન. શ્રી શ્રીમાલજ્ઞાતીય સુશ્રાવક સાહ શ્રી વનજી જૂઠ્ઠા પઠનાર્થં લિપિનં. સ-શોધક અને પ્ર૦ મણિલાલ બકોરભાઈ વ્યાસ, ૬૧-૧૫ લીં

(૧૧૧) કરસવાદ—સ ૧૫૭૫ (?) સાતિનગરમા

આદિ—

પહિલ્ પ્રણુમિસુ સારદા, જસ કરિ વીણા નાદ,
આદીસ્વર આદિઇ કરી, ગાઇસુ કરસવાદ

* * * *

અતે—

મુનિ લાવણ્યમમઈ કહિ જોઈ, જિહા જિહા ન૫ તિહા રવ હોઈ ૬૫
સપિઇ લહીઇ ધનની કોડિ, સપિઈ અગિ ન લાગઈ ખોડિ,
સપિઈ વયર ન વાધઇ રતિ, સપ વખાણુઈ શ્રી જિનમતિ ૬૬
માલવ મરહઠ સોરઠ સાર, ગૂજર દેશ મહિ સિણગાર,
વિનયવિવેક વિચાર વિશેષ, દીસઇ ધર્મ્મતણુઉ બહુ દેખ ૬૭
જિહા પોઢા જિણહર પોસાલ, વસઈ લોક દીપતા દયાલ,
શાંતિજ (સાતી) નગર મડિ સુવિશાલ, ગાયુ કરસવાદ રસાલ ૬૮
*સવત પનર ૫ચિહુતરઇ, મુનિ લાવણ્યમમઈ ઉચરઈ,
પામી ચ દ્રપ્રભ જિનરાય, એકર સપિઈ પન્નગઈ પાય. ૬૯
—(મ. ૫)

(૧૧૫) +યશોભદ્રસૂરિ રાસ—

આદિ—

ભાખું કર્મ પ્રકાર જસ, જસભદ્રસૂરિ ચરિત્ર
ભણતાં ગુણતાં નિસુણતાં, પ્રાણી હુઈ પવિત્ર. ૧
સંઘ ભણઈ સહિ ગુરૂ સુણઉ, તે તુમ્હે મુઝ એકતિ
શ્રીજસભદ્ર ચરિત્ર અમ્હ, સુણાવુ પરીખ સુજાતિ. ૨
જસ નામઈ જસ વિસ્તરઈ નવુમતા પરહોઇ
મુનિ લાવણ્યસમય ભણઈ સહીઈ સંપતિ કોડિ. ૩

* * * *

અંતે— ઢાલ. [illegible]

તપગચ્છિ ગુરૂ ગોયમ સમા, શ્રી સૌભાગ્યનંદિ સૂરિ સાર,
શ્રી અમરસમુદ્ર ગુરૂ રાજીઆ શ્રી હંસસંયમ સાર ૧૧૫
જયવંતા ગુરૂ જાણીઈ જાસ નમઈ નરરાય
શ્રી સમયરત્ન સહિ ગુરૂ જયુ, પ્રણમીય તેહના પાય. ૧૧૬
સંવત પનર નવ્યાસીઈ, માઘ માસિ રવિવારિ
અહિમદાવાદ વિસેસીઈ પુર બુધાદિન મઝારિ ૧૧૭
સંઘ સુગુરૂ આદેસઈ લિખ્યા કરી પવિત્ર,
બોલા ભક્તિભાવ કિન્દરસિ જસભદ્ર રચિઉં ચરિત્ર. ૧૧૮
સુણતાં ઘરિ રૂગ્રાણિ ઘણી, ભણતાં સહીઇ ભોગ,
ગુણતાં થિર કીરતિ હુઈ સુણતાં સવિ સંયોગ. ૧૧૯
તવીયઇ જસભદ્ર ગુરૂ, પઢીઈ ચરિત્ર પ્રમાણિ,
ધર્મનાથ પસાઉલઇ બોલિઉં સુલલિતવાણિ. ૧૦
ગચ્છ ગરિરસી ગણધર, સાધુ સકલ પરિવાર,
ચિહુ પતિહુ ? મહાસતી, સંઘ સદા જયકાર ૧૦૧
બોલુ વિમરસિ કિન્દરસિ, ભક્તિભાવ જસભદ્રસૂરિ,
તિણિ મન ભણતાં દુરિત પણાસઈ દૂરિ ૧૦૨

પ્રહિ ઉગમિ નિતુ પ્રણમતા, લહીઇ નવઈ નિધાન.
ભોજનિ કૂર કપૂર રસ, ભૂપ ભલા બહુમાન. ૩
કવિજન કહિસઈ કેતલા, જેહના જેહવા ઠામ,
સુણજ્યો સહૂ આદર કરી, આઠ પ્રભાવક નામ. ૪

* * * *

અંતે— દૂહા.

બોહુ ખિમ રસિ કિન્હરમિ, બલિભદ્ર જસભદ્ર સૂરિ
ત્રિણિ કાલ પ્રણમ તડા, દુરિઅ પણાસઈ દૂરિ. ૨૧૧

ચોપાઇ

બોલિઉ બોહાનામ પવિત્ર, પરૂઅ જિ ખિમરસિ તણુઉં ચરિત્ર,
સધ સભા સુણિયો જે જાણુ, બોલિસુ બલિભદ્ર તણુઉં વખાણુ ૨૧૨

દૂહા.

મુનિ લાવણ્યસમય ભણઈ, જિહ્વા હુસઈ પવિત્ર,
પ્રથમખંડ પૂરૂ કહિઉં, ખિમ રસિ તણુઉ ચરિત્ર ૨૧૩

—ઇતિ પ્રથમ ખંડ

(૧૧૪) +બલિભદ્રરાસ—

આદિ— દુહા

પુણ્ય પ્રભાવક જાણીઇ, વિદ્યાનિધિ બલિભદ્ર,
તસુ ચરિત્ર વખાણીઇ, જસ ગુરૂ શ્રી જસભદ્ર ૧

* * * *

અંતે—

બોહો બલિભદ્ર તણુઉં ચરિત્ર, કહિતા કાયા પુહવિ પવિત્ર,
સુણયો સભા પુરૂષ જે જાણુ, શ્રી જસભદ્રસૂરિ તણુઉ વખાણુ ૧૨૪
બોહુ ખિમરસિ કિન્હરસિ, બલિભદ્ર યશોભદ્રસૂરિ,
તિન્નિકાલ સમરતડા, દુરિય પણાસઇ દૂરિ. ૧૨૦
મુનિ લાવણ્યસમય ઇમ ભણઇ, જિહ્વા હુસઈ પવિત્ર,
દ્વિતીય ખંડ પૂરૂ કહિઉ, બલિભદ્ર તણુઉ ચરિત્ર ૧૨૬

—ઇતિ દ્વિતીય ખંડ

જિનશાસનિ ઉદ્યોતકર, એ રવિ અવિચલ નામ,
મુનિ લાવણ્યસમય ભણઈ, નિતુ પ્રતિ કરૂ પ્રણામ　　૧૭૩

—ઇતિ શ્રી પંડિત લાવણ્યસમય કૃતે બોહા બલિભદ્ર શ્રી યશોભદ્ર ચરિત્રે તૃતીય ખંડ સંપૂર્ણઃ—સં ૧૬૧૧ વર્ષે માહ માસે કૃષ્ણપક્ષે ચતુર્થી રવૌ વાસરે પં સહજતિલક ગણિ શિષ્ય પ૦ ઇંદ્રસહજ ગણિ લિખિત–પરોપકારાય શુભં ભવતુ કલ્યાણ મસ્તુ ચિરં જીયાત્ પ્ર૦ ચૈ. રાસસંગ્રહ ભાગ ૨ જો

(૧૦૭) રાવણમંદોદરી સંવાદ. સં. ૧૫૬૨ જુઓ પૃ ૭૫
આદિ—　　રાગ શ્રી રાગ

સૂતેલો સીંહ જગાવીઉ, નડીઓ વાસગ નાગરે,
સીત હરી તિં સ્યુ કર્યું, રૂઠા રામના પાગરે–૧
સાભલિ રાવણ રાજીયા, જાસે મહિયલિ મામરે,
સતી સીતા તઇ કાં હરી, વિગી વકડો રામરે–૨ સાંભલિ.

*　　*　　*　　*

અંતે—

જયજયકાર જગત્રિ હુઉઆ, વરત્યા રંગના નાદરે,
સંવત પનરબાસઠિ, રચ્યો રાસ સંવાદરે　　જય૦ ૫૮

×　　×　　×　　×

રામ અજોધ્યા આવીઆ, સોઈ સીત અરધાંગિરે,
મુનિ લાવનસમિ ભણિ, મિઠા રાયનઈ રંગિરે,　　જય જય. ૬૩

—સં ૧૬૮૨ વરખે ભાદ્રવા વદિ ૮ લિષત ઋ રાઘવ તથા ગ વીરદાસા પઠનાર્થે શુભં ભવતુ ૩–૧૩ મારી પાસે બે પ્રત છે

(૧૧૬) દેવરાજ વચ્છરાજ ચોપાઈ (વચ્છરાજ કતપુરમા દેવરાજ રાસ)
આદિ—(વસ્તુ)

સકલ જિનવર સકલ જિનવર પાય પણમેવી,
તઉ પણમેવિ ચક્કેસરી એક ચિતિ બહુ ભક્તિ કારીઅ,
નિય ગુરૂતણુઈ સુપસાઉલધ રિદયકમલ નિયમતિ વિમાસીય,

સાર સાર સ્યાપર દેવી ગુરૂ પય કમલ વિમલ વરેવિ,
માગુ સુમતિ સદા તઈ દેવી દુરમતિ દુરિતિ નિરેવિ. ૨
જિવ હ એહુ મેહલી માયા તૂ કવિયણજનનુ કેરી માયા
જનુ ગુણમણિ ગુણ અતિ સમાયા આવડ્યુ અપર અનંત સમાયા. ૩
ગુણ તનુ સોહઈ ઉજ્જલ કંતિ, પૂનિમ સસિહર પરિ ઝલકતી
પય ઘમઘમ ઘુઘર ઘમકતી, હંસગમણિ ચાલઈ ચમકતી. ૪
ચાલઈ ચમકતી જગિ જગવતી વીણા પુસ્તક ધવર ધરઈ
કરિ કમલ કમંડલ કાને કુંડલ રવિમંડલ પરિ કંતી કરઈ
ઝિલકઈ જિન ભાસી સુખિ મઝ વાસી, જઈ તૂ ગુણ મતિ માન લહુ
તુ મન આણંદિઈ નેમિ જિણંદ વંદિઈ નવ નવ છંદિઈ છંદ કહુ ૫

* * * *

અંતે—પ્રથમાધિકાર

એમહ મન આણંદિ પાય સરસતિ સિરનામી
સમયરત્ન ગુરૂરાય પાય પ્રણમુ તેહના પામી
પુહવિ પ્રસિદ્ધ પ્રગટ પ્રથમ અધિકાર સમાપિત
નેમિ સમિતિ પરિવાર નયરિ આણંદિ આવિઉ
પરિયાણ ઉત્સવ મહુ આદિ પૂજ્ય મનની રલી,
લાવણ્યસમય તે ગુણિ ઠિઈ જુ પુહુચિઈ આવસર વલી.

—(મ. મ.)

(૧૧૯) દઢપ્રહારી સઝાય.

આદિ—

પય પણમીય સરસતિ સરસતિ વચન વિલાસ,
મુનિવર જેનાધર ગાઉસુ મહિમનિવાસ. ૧

અંતે—

ઇતિ દઢપ્રહાર જેનાધર કે સુણઈ સાસતિ
જિણિ આરાધ્યા ઉત્તમ જ્ઞાન ધરી ચિત્ત,

એહ રાસ વછરાજનો એ, મા૦ ભાવ સહિત નરનારિ,
ભણે ગુણે જે સાભળે એ, મા૦ નવનિધિ તિહિ ઘરબારિ- ૯

—૭ ખડનો રસિક રાસ છે પા ૩, ડે, રત્ન ગ્રમ,

(૧૧૭) +સુમતિસાધુ સૂરિવિવાહલો

આદિ—

સરસાત સામિણિ દિઉ મતિદાન મઝ મનિ અતિ ઉમાહલઉ એ,
સુણિજ્યો ભવિયણુ ભાવ ધરેવિ ગાયસુ સુગુરૂ વિવાહલુ એ ૧
મહિયલિ મોટઉ દેશ વિમેસ મેદપાટ જગિ જાણીઇ એ,
વારૂઅ વન વનિતા અભિરામ જાઉર નયર વખાણીઈ એ ૨
વાપી કૂપ સરોવર ચગ રગ કરઈ નિતુ જોઅતાંરે,
વાડીઅ વર ઉધાન વિવેક હેલા જન મન મોહંતા એ ૩

* * * *

અતે—

લક્ષ્મીસાગર સહિગુરૂ એ માહલતડે, મીસ શિરોમણિ તાસ,
તપગચ્છ મડન સહિગુરૂએ મા૦, પૂરઉ ભવિઅણુ આસ ૭૯
મુજન સહુકો સાભલઉ મા૦ પ્રણુમઉં બે કરજોડિ,
સુમતિસાધુ સૂરિ સેવતા મા૦, લહીઈ સપદ કોડિ. ૮૦
પઢસિઈ ગુણુસિઇ નિસુણુસિઇ મા૦, વીવાહલુ એ સાર,
કવિ લાવણ્યસમય ભણુઇએ મા૦ તસુ ઘરિ જય જયકાર ૮૧
નવ નવિઅ વાણિહિ મતિ વિનાણિહિ હિયઇ હરિષ ઘણુઉ ધરી
મઈ એક ચિત્તિહિ કરીઅ ભત્તિહિ અગિ આલસ પરિહરી
જા સાત સાયર વર દિવાયર ગયણિ રોહિણિ ચદલુ,
તા એ અનોપમ સુગુરૂ સરિસઉ જયઉ જગિ વીવાહલુ. ૮૨

—ઐ. રા સ. ૧

(૧૧૮) રગરત્નાકર નેમિનાથ પ્રબન્ધ

આદિ—

સ્મૃત્વા શ્રી શારદા નેમે શ્છદોભિ વિવિધૈ વરૈ
પ્રબધ બન્ધુર કુર્વે રગરત્નાકરાભિધ ૧

વિબુધ પુરંદર **સમયસુંદર** તસુ પય પામી,
મીસાલસ **લાવણ્યસમય**મુનિ જપઇજિઇ સિદ્ધિગામી. ૨૪

(૧) ચૌદ સુપનાની સઝાય
શ્રી જિનવરે ભાખીયા, સહે ગોરી સાખીયા એ,
અધિકાર એ રૂઅડોએ,
સુપન તે વાર એ મહિમા તે સાર એ,
મુનિ **લાવણ્યસમે** એ એમ ભણે એ. ૪૬

(૨) +ગૌતમ ७૬ ७૨ મ મા ભી. (૩) જીરાઉલા પાર્શ્વનાથ વિનતિ (૪) પચતીર્થિ સ૦ (૫) રાજમતી ગીત (૬) પચવિષય સ૦ (૭) આઠમદની સ૦ (૮) સાતવારની સ૦ (૯) પુણ્યફલની સ (૧૦) આત્મબોધ સ (૧૧) દાનની સ (૧૨) મનમાકડ સ. (૧૩) હિતશિક્ષા સ. (૧૪) શ્રાવક વિધિ સ૦

**આદિ—**

પ્રણુમી વીર જિણેસર પાય, વદી ગોયમ ગણુધર રાય.

**અંત—**

લાવણ્યસમય મુનિવર ઇમિ કહઇ, મુગતિ વધૂ તસ લીલા વરઇ. ૨૦

(૧૫) દાનની સઝાય

**આદિ—**

એક ધર ઘોડા હાથિયાજી, પાયક સખને પાર,
મોટા મંદિર માલીઆજી, વિશ્વતણો આધાર—
જીવડા, દીધાના ફલ જોય.

(૧૬-૧૯) +સઝાયો

આત્મ પ્રબોધ, નેમરાજુલ બારમાસો, વૈરાગ્યોપદેશ પૃ ૯૩, ૩૧૪, ૩७૪, સ મા. (ભી) પુણ્ય પૃ ૭૧ સ મા. સ

(૧૨૦) **પાર્શ્વજિનસ્તવન પ્રભાતી** ૩७ ટુકનું કાવ્ય.

**આદિ—**

**વામાનન્દન** જિનવર પાસ, તુંતો ત્રિભોવન લીલ વિલાસ,
વિનતિ છોડિ ભવપાશ, હું છુ દેવ તુમારો દાસ ૧

કવિતા સારદા તણુ પ્રણામ, નદમતીસી કરૂ વખાણુ,
સવત પનરસિ પચતાલા, તિથિ સાતિમ નિ મગળવાર ૩

* * * *

અતે—

ચોડા ભેદ ઘણુ જાણજો, અધ્યભાવ ઘણુ આણજો,
શ્રવણે સુણતા સુષ અપાર, કવિ નરપતિ ઇમ કહિઈ વિચાર ૯૯.
પઢતા સિધિ બુધિ હો અતિ, ચતુરપણ તે નર જાણતિ,
નારી સીયલપણું આણંતિ, કવિતા નરપતિ ઇમ કહતિ ૧૦૦.

—ઇતિ નદમત્રીસી કથા વિચારવાર્ત્તા સમાપ્તમિતિ. સવત્ ૧૭૦૦ વર્ષે અશ્વની માસે કૃષ્ણપક્ષે ૧૦ સોમવારે શ્રી ભીલોડાનગરે શ્રી શાતનાથ ચૈત્યાલયે શ્રી મૂલસઘે સરસ્વતી ગચ્છે બલાત્કાર ગણે શ્રી કુદકુદાચાર્યાન્વયે ભટ્ટારક શ્રી ૫ રત્નચદ્રા, તત્સીષ્ય આચાર્યશ્રી અમરેંદ્રકીત્તિ તત્સીષ્ય બ્રહ્મ ભીમજી લખિત છ શુભ ભવતુ. ચીર જીયાત્ છ. શ્રી, કલ્યાણમસ્તુ, છ છ શ્રી ૬-૧૬ (મારી પાસે છે)

[ આમા મગલાચરણ લબોદર-ગણેશનુ કરવામા આવ્યુ છે તેથી કર્ત્તા જૈનેતર હોવાનો સભવ જણાય પણ (૧) જૈનકર્ત્તાઓ પૈકી કોઇને ગણેશનું મગલાચરણ કરતા મે જાણ્યા છે ( જુઓ ન ૮૫ ના કવિના લીલાવતીરાસનુ મગલાચરણ તેમજ ન ૮૯ કવિ ) તેથી, તેમજ (૨) આ કૃતિના લેખક-લહીઆ જૈન છે તેથી, અને વળી (૩) આ કથાના ઉપર જરા વિસ્તારથી સ ૧૫૬૦ મા રચનાર સિહકુશળ (જુઓ આગળ) પણ જૈન છે તેથી આ કવિ જૈન હોવાનો વિશેષ સભવ છે. તે કારણે અત્ર એમનો ઉલ્લેખ કરવામા આવ્યો છે મરપતિ નામના કવિએ વિક્રમાદિત્ય ચોપાઈ રચી છે અને તેની પ્રતના બધન પર શક ૧૫૧૪ મા રચી એમ લખાણુ છે તેથી તેને સત્તરમી સદીમાં મૂકેલ છે ]

---

અંતિ—

મી કક્કસૂરિ ગુરૂઆ ગુરૂતમ મનસુદ્ધિઇ તસુ પણમી પાય,
સાર શ્રીરત્ન તણૂઈ આમહઈ રચિઉ પ્રબંધ મતીઅણ સંખેઈ ૨૩૧
પન્નર એકાવન્ન મઝારિ, પ્રતિ પુન્નિમે નિ ગુરૂવાર
કવિ કીર્તિહર્ષિ મનિ ધરી આણંદ રચિઉ પ્રબંધ જનમનઆનંદ. ૨૩૨
સીલ પ્રબંધ ભણઈ જે રંગિ સતિ સુહ કમલા તાસુ ઉછંગિ.
ઓંમના ધણ ? સાંભલઇ લેહ નરનારી આસ્યાં ફલઇ ૨૩૩
(વિ. ધ. ૯-૧૪—નવીન લખિત.) ગાથા ૨૪૪
પા ૧૧ પાઠણ ન ૨

કક્કસૂરિ શિષ્ય ઉપરના કીર્તિહર્ષ હોઈ શકે.

(૧૨૬) કુલધ્વજ કુમારરાસ.

મહિમહિ સોહઈ ગુણમણિ ભરૂ ઉપકેસ ગચ્છે ગુરૂ શ્રી કક્કસૂરિ
પાલઇ સંયમ નિરતિચાર, ગુરૂ જિગ્ગ્રા ગૌતમ અવતાર ૪
નવરસ મતીઆણ કિઉ ઉપદેસ, સીલ વિષઇ અતિ સવિશેષ,
તાસ પ્રસાદિ કવીયણ ઇમ કહઇ શીલ પ્રબંધ મતીઅણ સતી લહઈ

*      *      *      *

—ઇતિ શ્રી કુલધ્વજ કુમારરાસ સમાપ્ત. સં. ૧૬૭૮ વર્ષે વૈશાખ શુદિ ૪ પ્રત પા. ૧૭ ૫ ૧૩ ગ્રં. વિ.

—ઇતિ શ્રી પરસ્ત્રીનિયમે વિષયનિવારણે સારસીલ પ્રભાવે કુલધ્વજરાસ ચરિત્ર સમાપ્ત. ૯-૧૩ વી. પા.

(ઉપકેશ ગચ્છના કક્કસૂરિના ઘણા પ્રતિમાપરના લેખો સં. ૧૪૯૯ થી ૧૫૨૫ સુધીના મળી આવે છે તે અત્રની મૂલાવલિમાં જણાય્યું કે આ સૂરિને સં. ૧૪૯૮ માં ચીતોડમાં સાહ સારંગે કરેલા મહોત્સવપૂર્વક આચાર્યપદ મળ્યું તેમણે સં. ૧૪૪૪ માં કચ્છમાં અમારી પ્રવર્તાવી હતી. તેઓએ સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો રચ્યા છે તેમની પાટે દેવગુપ્તસૂરિ સં. ૧૫૨૮ માં આવ્યા.)

---

## ૬૮ શાંતિસૂરિ–(સાંડેરગચ્છ સુમતિસૂરિ. શિ.) જુઓ તેમના શિષ્ય ઈશ્વરસૂરિ.

(૧૨૪) **સાગરદત્તરાસ** (દાન માહાત્મ્ય ઉપર) ૧૫૫૦ આસપાસ.

આદિ—

છદતર કલ્લોલ વન્નજલ સતિ સુરિણા મહિય,
સાયર ચરિઅ સાયર સરિસ સરસ નિસામેહ

[ " આ પ્રાકૃત અપભ્રંશ તથા ગૂજરાતીમા રચાયેલો ૧૩૭ ગાથાનો રાસ ખરેખર રસમય હોઈ તેમા ગાથા, રાસઉ, કુડલિઓ, ઘાત (ઘત્તા), અડયલ્લ, માલિનીરૂપક, છપ્પય, પાધડી (પદ્ધડિકા) ગસાઅધ વગેરે વિવિધ છદો વાપરેલા છે. કાવ્ય ઉચ્ચ પ્રતિનુ છે અને આ તેમજ તેમના શિષ્ય ઈશ્વરસૂરિ કૃત લલિતાગચરિત્ર રાસ સસ્કૃત તથા પ્રાકૃત કાવ્યોની સરખામણીમા સારી રીતે ઉભા રહે તેમ છે " ચિ ડા દલાલ ]—પા

આ શાતિસૂરિ સ ૧૫૯૭ સુધી અવશ્ય વિદ્યમાન હતા જુઓ લેખાક ૩૩૫ પ્રાચીન લેખ સગ્રહ

---

## ૬૯ કીર્ત્તિહર્ષ–( કકકસૂરિ શિ૦ )

(૧૨૫) **સનત્કુમાર ચોપાઈ.** સ ૧૫૫૧ કાર્તિક શુદ ૧૫ ગુરુવાર.

આદિ—

સ્વામી જીરાપુલિ નિવાસ, મનિ સમરતા પૂરઇ આસ,
પય સેવઇ અણુદિણુ ધરણિદ, પહિલુ પ્રણમિસુ પાસ જિણદ ૧
સરસતિ સામિનિ કરૂ પસાઉ, કાસમીર મુખમડણુ માઇ,
નામ જપી ગૌતમ ગણધાર, ચરીય ભણુ શ્રી સનતકુમાર ૨
જિણસાસિણુ જિણુ ભાવિઉ ઇમ્મ, દાન સીલ તવ ભાવ સુરમ્મ,
ધર્મતણા એ ચ્યારિ પ્રકાર, અધિકુ મહિમા સીલિ અપાર ૩

* * * *

અંતે—

શ્રી કક્કસૂરિ ગુરૂઆ ગુરરાય મનસુદ્ધિ તસુ પ્રણમી પાય,
સાર શ્રીરત્ન તણુઇ આગ્રહિ રચિઉ પ્રબંધ ભણીભણુ સમરઇ ૨૩૧
પન્નર એકાવન્ન મઝારિ, ક્ષતિ પુન્નિમે નિ ગુરૂવાર
કવિ કીર્તિહર્ષિ મનિ ધરી આણંદ રચિઉ પ્રબંધ જનમનઆનંદ. ૨૩૨
સીખ પ્રબંધ ભણઇ જે રંગિ સવિ સુખ કમલા તાસુ ઉછંગિ.
ઓમના ઘઇ જે સાંભલઇ તેહ નરનારી આણઇ કુશલ ૨૩૩
(વિ ધ ૪–૧૪–નવીન લિખિત.) ગાથા ૨૪૪
પ ૧૧ પાટણ નં ૨

કક્કસૂરિ શિષ્ય ઉપરના કીર્તિહર્ષ હોઈ શકે

(૧૨૬) કુલધ્વજ કુમારરાસ.

મહિયલિ સોહઇ ગુણુગુહિર ઘર ઉવએસ ગચ્છે ગુરૂ શ્રી કક્કસૂરિ,
પાલઇ સમય નિરતિચાર, ગુરૂ ભવિઆ ઊધરણ આધાર, ૪
નવરસ ભણીભણુ દ્ધિ ઉપદેસ સીલ વિષયે અતિ સવિસેસ,
તાસ પ્રસાદિ કવીશ્વર ઇમ કહઇ કીઉ પ્રબંધ ભણીભણુ સતી કહઇ

* * * *

—ઇતિ શ્રી કુલધ્વજ કુમારરાસ સમાપ્ત. સં ૧૬૭૮ વર્ષે વૈશાખ શુદિ ૪ પ્રત પા. ૧૦ ૫ ૧૩ ગુ. વિ.

—ઇતિ શ્રી પરસ્ત્રીનિયમે વિષમવિચારણે પ્રાકરણીક પ્રબંધે કુલધ્વજરાસ ચરિત્ર સમાપ્ત. ૪–૧૩ વી. પા.

(ઉપરોક્ત ગચ્છના કક્કસૂરિના ઘણા પ્રતિમાલેખો સં ૧૪૪૪ થી ૧૫૨૫ સુધીના મળી આવે છે તે ગચ્છની પટ્ટાવલિમાં જણાવ્યું કે આ સૂરિએ સં ૧૪૯૮ માં ચીતોડમાં સાહ સારંગે કરેલા મહોત્સવપૂર્વક આચાર્યપદ મેળ્યું તેમણે સં ૧૪૭૪ માં કચ્છમાં અમારી પ્રવર્તાવી હતી. તેઓએ સંસ્કૃત પ્રાકૃત ગ્રંથો રચ્યા છે તેમની પાટે દેવગુપ્તસૂરિ સં ૧૫૨૮ માં આવ્યા.)

---

૭૦ ક્ષમાકલશ–(આગમ ગચ્છ. અમરરત્નસૂરિ–સોમરત્નસૂરિ –કલ્યાણરાજ શિ૦ )

(૧૨૭) સુદરરાજા રાસ–સ ૧૫૫૧ વૈ વદ શનિવાર

આદિ—

દૂહા–રાગ ગુડી

પહિલૂ પરમેસર નમી, આરાહિસુ અરિહત,
ગાઈસુ શીલ સોહામણો સાભલગ્યો એકતિ ૧
સુદરરાય તણા ગુણ કેતા કહુ મુખ એક,
શીલિ કરી જગગાજતુ, કહીઇ તે સુવિવેક ૨

* * * *

અતે—

આગમગચ્છિ જયવતા એ, મા. સોમરત્ન સૂરીંદ,
અહનસિ ભવિયા નિત નમુ એ, મા જિમ હુઇ પરમાણદ ૧૮૮
ક્ષમાકલસ મુનિ ઇમ ભણિ એ મા ભવિયણ સુણઉ એ રાસ,
શીલઇ મિવસુખ સપજઇ એ મા છૂટીઇ કર્મના પાસ ૧૮૯
સવત પનર એકાવનઇ એ મા વદિ વૈશાખહ માસિ,
શનિવાર સોહામણઉ એ મા રચીઉ રાસ ઉલ્હાસ ૧૯૦
શીલ પ્રબધહ જે ભણઇ એ મા, નરનારી સુવિચાર,
હરષઇ જે એ સભલઇ એ મા નેહ ધરિ જયજયકાર ૧૯૧

—સ ૧૬૭૨ કાતી શુ ૧ લખિત ચરમ જિનદાસેન ગ્રથાગ્ર શ્લોક સખ્યા ૨૭૫ માઝનઇ વિ ધ ૮–૧૩.

(૧૨૮) લલિતાંગ કુમાર રાસ—સ ૧૫૫૩ ભાદ્રપદ વદ ૧૧ શનિ ઉદયપુરમા.

આદિ—

પહિલૂં સરસતિ પય નમી, આરાહી મનશુદ્ધિ,
પુણ્યપ્રબધ હૂ ભણિસુ, આણી નિરમલ મત્તિ

૭૪ નન્નસૂરિ ( કોરંટ ગચ્છ સર્વદેવ સૂરિશિ૦ )

(૧૩૨) વિચાર ચોસઠી—સં ૧૫૪૪ ખંભાતમાં

અંતે—

છત્રીપરિ અઢાર ધર્મતત્ત્વ, પનર ચૂઆલિ રચ્યૂં પવિત્ર,
સુવચિત ચોસઠિ ચોપઇબંધ, મિચ્છામિદુક્કડ હોજો અશુધ. ૬૩
એહનો નામ વીચાર ચોસઠી, સુણ ભેદિ કરે એકઠી,
ખંભ નયર આનંદ પૂરી, કોરંટ ગચ્છ પભણે નન્નસૂરી. ૬૪

(મુ. પ્ર.)

(૧૩૩) ગજસુકુમાર રાજર્ષિ સઝાય—સં ૧૫૪૮ ખંભાતમાં

આદિ—

સોરઠ દેશ વખાણીઇ સાહેલડી રે દેશ તણઉ નિવેસ,
દ્વારિકા નગરી તિહાં ભલી સા. સમરથ કૃષ્ણ નરેસ. ૧
સમરથ કૃષ્ણ નરેસ ભુજબલિ જસુ પિતા વસુદેવ,
દેવકી દેવી ઉવરિ ધરીઆ કરઇ સાનિધિ દેવ;
છઇ દિવસિ પહુતા દેવકી ઘરિ વહિરવા મુનિ દેઇ
તે દેખિ તસુ જે હરખ હુઉ કહી ન સકઇ કોઇ ૨

× × × ×

અંતે—

શ્રી અંતગડદશ આઠમા અંગમાહિ પવિત્ર
વીર જિનેસર જિમ કહિઉ, ગજસુકુમાલ ચરિત્ર. શ્રી ૪૧
શ્રી કોરંટગચ્છ સહગુરૂ શ્રી સાવદેવ સૂરિ,
તસુ સીસ નન્નસૂરિ ભણઇ મન આણંદ પૂરિ શ્રી ૪૨
તિથિપરિ પનર અડતાલઇ પંભાયતમાંહિ,
ભણુ પાસ પસાઉલઇ રચિઉ ઉછાહિ. શ્રી ૪૩
ગજસુકુમાલ ચરિત્ર એ જે ગાઇ રંગિ
તીહ ઘરિ નવનિધિ સંપજઇ સુખ વિલસઇ અંગિ. શ્રી ૪૪

( વિ. ધ. ચોપડી. ૩૮-૪૧ )

ઊદયપુરિ જગિ કહીઈ સાર, નિવસઇ શ્રાવક તિહા સુવિચાર,
ચંદ્રપ્રભજિન તણઇ પસાઈ, અલીય વિઘન સવિ દૂરિ પલાઇ ૨૧
ભણઈ ગુણઈ અહિનિશ સંભલઈ, પાપ પડળ સવિ દૂરિ ટલઈ,
ક્ષમાકલસ મુનિ કહઇ સુવિચાર, નિતુનિતુ તેહ ઘરિ જયજયકાર ૨૨
—સં ૧૬૨૬ વર્ષે ચૈત્રશુદિ ૫ દિને લિખિત, જેસ૦

(અમરરત્નસૂરિના સં ૧૫૨૪, ૧૫૨૯, ૧૫૩૧, ૧૫૩૨, ૧૫૩૫ અને ૧૫૪૭ ના અને સોમરત્નસૂરિના સં ૧૫૫૨, ૧૫૭૧ અને ૧૫૭૩ ના ધાતુપ્રતિમાપરના લેખ મળી આવેલ છે ધા પ્ર લે સં. ભાગ ૧ અને ૨)

---

## ૭૧ મૂલપ્રભ સાધુ.

(૧૨૯) ગજસુકુમાલ સંધિ ઢાલબદ્ધ સં ૧૫૫૩–પાના ૫ અમ૦

---

## ૭૨ જયરાજ (પૌ૦ મુનિચંદ્ર સૂરિ શિ૦)

(૧૩૦) મચ્છોદરરાસ સં ૧૫૫૩
અંતે—

પૂનિમ પક્ષ મુનિચંદ્ર સુરિ રાજા, તાસુ સીસ જંપઇ જઇરાજ,
**પનરત્રિપન્ન** કીધુ રાસ, ભણઇ ગુણઇ તેહ પૂરિ આસ ૫૭
—ઇતિ શ્રી મચ્છોદર રાસ સંપૂર્ણ સં ૧૬૭૨ વર્ષે શ્રી શાંતિગોપર ગણિ તત્ શિ ઋ૦ કુંયરજી લખત (ગુ વિ)

(મુનિચંદ્રસૂરિ એ ચારિત્ર સુંદરસૂરિની પાટે ભીમપલ્લીય પુણિમા ગચ્છમા થયા છે અને તેમના સં ૧૫૫૮ સં ૧૫૭૮ તથા ૧૫૯૧ ના ધાતુપ્રતિમાપરના લેખો મળી આવ્યા છે ધા પ્ર લે સં ૧ અને ૨)

---

## ૭૩ સુંદરરાજ.

(૧૩૧) ગજસિંહ કુમાર ચોપઈ—સં ૧૫૫૩—દે૦

---

સં. ૧૪૯૨ ૧૫૦૫, અને ૧૫૧૩ ના પ્રતિમા લેખો મળ્યા છે જુઓ શ્રીયુત નાહરકૃત જૈન લેખ સંગ્રહ-પ્રથમ ખંડ. અને સં. ૧૪૯૯ ૧૫૦૪ ૧૫૦૫ ૧૫૧૧ ૧૫૧૩ ૧૫૨ ૧૫૨૧ ૧૫૨૫, ૧૫૩ અને ૧૫૩૧ ના લેખો મળ્યા છે જુઓ બા. નં. લે. સં. ભાગ ૧લો: આ પરથી જણાય છે કે તે સર્વદેવસૂરિ નન્નસૂરિના સંતાનીય અને કક્કસૂરિના પાટધર હતા. આ સમયમાં આચાર્ય કવિ નન્નસૂરિનો સં. ૧૫૪૨ નો લેખ મળે છે. જુઓ લેખાંક ૮૬૨)



## ૭૫ હંસધીર (ત. હેમવિમલસૂરિ-હાનવર્દ્ધન શિ૦)

(૧૩૬) +શ્રી હેમવિમલસૂરિ-ફાગ. સં. ૧૫૫૪ આસપાસ.

આદિ—

અહો મન ધરી સરસ તે સરસતી વરસતી અવિરલ વાણિ,
સિરિ તપગચ્છપતિ ગાઇસ્યું ભાવિસ્યું નિત સુવિહાણિ. ૧
હેમવિમલ સૂરીસર ઇસર ગિરિ અવતાર,
અણુદિણ ભવિયણનિસ્તારણ, તારણ સયલ સંસાર. ૨

* * * *

અંતે—

હેમવિમલ ગચ્છનાયક દાયક સુગતિ વિલાસ,
મત પૂજ સિરિ મહર, કજ સિરિ કવિલાસ. ૫૫
દાનવર્દ્ધન વર પંડિત, મંડિત વાણીય ધીર,
ચરણ કમલિ અલિય મલિ એ રમલિ એ રમિ હંસધીર ૫૬
સંવત પનર એ ચઉપનઈ ઉપનઈ સુદિ પ્રકાસિ,
ફાગ રમિઉ સમાહુતઈ પુહતઈ આવણ માસિ. ૫૭

૫૭ ટૂંકનું રૂપ ગણઉમણવાળુ મળ્યું છે. પ્ર. જૈ. ઐ. ગૂર્જર કાવ્ય સંચય.

(૧૩૪) **દશશ્રાવક બત્રીશી**—સં ૧૫૫૩ ચિતોડમાં
અંતે—

બત્રીશી દશ શ્રાવક તણી ચિત્રકૂટિ રચી ધરમહ ભણી,
પનર ત્રિપનઇ આણંદપૂરિ કોરંટ ગચ્છ પભણઈ **નન્નસૂરિ**. ૩૨
—વિવેકવિજય ભ. ઉદયપુર.

**અભક્ષ અનંતકાય** સં૦-આદિ દેવગુરૂ કેરૂ લીજૈનામ, અંતે૦ નન્નસૂરી વિનતિ ઇમ ભણે, કર્મ ધર્મથી સઘળા હરે, સુધે ભાવે ભણસે જેહ, મુગતિ તણા ફલ લેસ્યે તેહ ૨-૧૦ આ ક

(૧૩૫) **પંચતીર્થ સ્તવન.**

આદિ—

(૧) શ્રી સેત્રુજ રળીઆમણુા, તીરથ કેરૂ એ રાઉ,—આદિનાથ સ્તવન.
(૨) દહીઉદ્રાપુરિ દીપઇ, જોતા નયણુ ન છીપઈ—શાંતિસ્તવન.
(૩) ઉજલગિરિ હમો જાઇશુએ, એણિ તીરથિ નિમ્મલિ થાઇશુએ,
—નેમિ સ્તવન.
(૪) સકલ મૂરતિ ત્રેવીસમુ સામિ, ખંભાયત પુરમંડણુએ-પાર્શ્વસ્તવન.
(૫) સાચુરિ પુરિ વીરજી વરગુણનું ભંડાર, મૂરખ હુ કિમ પામુ પાર.
—મહાવીર સ્તવન.

કલશ

પંચાઈ તિરથ પંચ જિણેસરૂ, પંચમી ગતિ પુહતા સુંદરૂ,
**નન્નસૂરિ** ઇમ છંદે નવનવે, વીનવ્યા સુખદાયક તે સવે.
—ઇતિ શ્રી **પંચતીર્થ સ્તવન.**

(સં. ૧૫૪૯ નો લેખાંક ૧૨૩ પ્રતિમાપરનો લેખ આ નન્નસૂરિનો મળ્યો છે તે ઉપરાંત આ નન્નસૂરિના સં. ૧૫૬૯ ખંભાતમાં, સં ૧૫૭૩ માતરમાં અને સં ૧૬૧૧ અને ૧૬૧૨ ના પ્રતિમાપરના લેખો મળ્યા છે ધા પ્ર લે સં.ર. આમાં લેખાંક ૧૨૩ માં સાવદેવસૂરિને અર્થાત્ સર્વદેવસૂરિ છે, પણ રત્નસૂરિને બદલે નન્નસૂરિ સુધારવુ ઘટે સર્વદેવસૂરિના

માણુઅ ગુણહ નહીં ને સોભાગ્ય તેમાંહ્યું સઘલ સવિ લહી
રાજઋદ્ધિ નઈ રૂડી બુદ્ધિ તે પામઈ અષ્ટ મહાસિદ્ધિ. ११२
—ઇતિ સંવત ૧૫૮૨ વર્ષે આસો વદિ ૪ સોમે શ્રી પત્તન
વાસ્તવ્ય શ્રી ભીમાસ પ્રાવીન પ. ૩૭ના સત ૫. ખાખા પાનાથે. (મ.ન.)
(શામળભટની પંચદંડની વાત આ સાથે સરખાવો રાસ.)

---

## ૭૭ નેમિકુંજર—

(૧૩૮) ગજસિંહરાય ચરિત્ર રાસ. સં. ૧૫૫૬ ન. ગો સ. ૧૫
આદિ— (દોહા)
પાસજિણેસર પય નમી તેવીસમો જિણંદ
એ મુઝ સંપતિ દીજઈ જ્ઞાનાર્ણ સુર નર ઇંદ. १
કાસમીર મુખ મંડણી સમરી સરસતિ માય
શીલતણા ગુણ વર્ણવઉં આપઉ ગજસિંહરાય. २
નવરસિ નવરંગિ વર્ણવઉં હાસ્ય માંહિ જે હોય
ભાર કથા રસ વર્ણવઉં તિણિ સુણઉ સહુ કોઈ ३

* * *

ચ્યારિ ખંડ બાંધુ બુદ્ધઈ કરી એકઈ ચ્યારિ નારિ તિણિ વરી
સંપ તણી ને ભનમતિ ઘરઈ તો કવિ કથા કલ્યાણરિ કહઈ १
—પ્રથમ ખંડ સમાપ્ત.
ચારિ ખંડ બાંધુ બુદ્ધિ કરી, એનકઈ સ રૂરી ધરી
સંપ તણી ને ભનમતિ ઘરઈ કથા કલ્યાણરિ તો કવિ કહઈ. १ १
—દ્વિતીય ખંડ સમાપ્ત.
દસરથ નમી બધો ઉમહ કરઇ રાજ તિહાં ગજસિંહરાઉ
સાત નારિમિઉ મુખ ભોગવઈ નેમિકુંજર કવિ કલ્યાણરિ કહઈ १
ચ્યાર ખંડ બાંધુ બુદ્ધે કરી, એનકઈ નવ નારી તિણિ વરી,
સંપ તણી ને ભનમતિ ધરઈ કથા કલ્યાણરિ તો કવિ કહઈ १ २
—તૃતીય ખંડ સમાપ્ત.

## ૭૬ જિનહર (?) (ખ૦)

(૧૩૭) વિક્રમચરિત્ર. પંચદંડ સ ૧૫૫૬ વૈ વદ ૨.

આદિ—

જયુજયુ પાસ જીરાઉલઉ, જગમડણુ જિનચંદ.
જામ પસાઈ પામીઇ, નિતુ નિતુ પરમાણુંદ ૧
વરકાણુઇ જાણુઈ સહૂ, ત્રેવીસમઉ જિણેસ,
જેહતણી સદ્ભઈ વહઇ, આણુ જિસી પરિમેસ ૨
પાલ્હણપુરવર મંડણઉ, વાજા દેવિ મલ્હાર,
પાસ નામ પુહવી તિલઉ, સીડઉ પાલ્હવિહાર ૩
મહિમવત ગિરૂઉ ગુણિ, દીઠીઉ દુ સિરિ મતિ,
જિમ જિમ જિણવર પૂજીઇ, તિમ તિમ પુહચઈ ખતિ ૪
હસાસણિ સરસતિ નમી, પામી તાસ પસાય,
સુગુરૂ મુખિ હુ સાભલી, ગાયસું વિક્રમરાય ૫

ચઉપઈ

મહિઅલિ મડણુ માલવદેશ, જિહા નવિ કરઇ દુકાલ પ્રવેશ,
ન્યાયવત વલી લોક, ધરિ

* * * *

બીજઇ દિન સાસૂનઇ મિલી, કહઈ વિક્રમ પુહુતી મનરૂલી,
મઈ આદેશ તુમ્હારૂ કરિઉ, પાચમાહિ પહિલઉ મુખ ધરિઉ ૯૩

—આ પ્રમાણે ૯૩ ટુકનો પહેલો આદેશ પૂરો થયો બીજો આદેશ ૯૩ ટુકનો, ત્રીજો ૭૩ નો, ચોથો ૪૮ ટુકનો અને પાચમો ૧૧૨ ટુકનો છે કર્તાનુ નામ બરાબર મળતુ નથી લાગતુ—છેવટ નીચે પ્રમાણે છે.

* * * *

અંતે—

વિક્રમના ગુણ હિઅડઈ ધરી, પચદંડ છત્રહતુ ચરી,
પનર છપન્નઇ માસિ વૈશાખિ, કીધુ બીજઇ ઊજલઇ પાખિ. ૧૧૨

૫૯ હર્ષકલશ—(ત૦ હેમવિમલસૂરિ-કુલચરણ શિ.)

(૧૪૧) વસુદેવ ચોપઈ સં. ૧૫૫૭ લાસ નગરમાં.

આદિ—

સકલ મનોરથ સિદ્ધિ કર, ધુરિ ચઉવીસ જિણિંદ
પય પ્રણમિ ભાવિ કરી, ભવિયણ નયણાણંદ. ૧
કાસમીર મુખ મંડણી, મની સમરૂં એક ચિત્તિ
કવિયણ વંછિત પૂરણી, દિઉ વાણી સરસતિ. ૨
ૐ વસુદેવ સેહામણો યાદવ કુલિ સિણગાર
ચારત્ર રચૂં હૂં તેહનું સંખેપે અતિહિ ઉદાર ૩

* * *

અંતે—

તપગચ્છ કેરઉ સાગરૂ, શ્રી લક્ષ્મીસાગર અણુધાર,
શ્રી સુમતિસાધુ સૂરીસ, શ્રી હેમવિમલ નિસદીસ. ૩૫૫
વર લાસ નગર પુરિ હરસિ સય પનર સત્તાવન વરસઈં
કુલચરણ પંડિત ગુરૂ સીસ, હર્ષ હરખાલસ નિસદીસ. ૩૫૭
ધન ધન એ ચરિત્ર વિશાલ ધન ધન જિનધર્મ રસાલ
અહ સરીખ મુખતિસમ, નિત્ય પામો અધિકા રંગ. ૩૫૮

—શ્રી ક્ષત્રિય ગચ્છીય સમાપ્ત-સંવત્ ૧૫૫૭ આષાઢ સુદી ૨ રવા । મોરબી મધ્યે ।-પાટણ ભં.

—સં. ૧૬૭૨ વર્ષે પોસ સુદિ ૮ રવા નડલ નગરે ૧૧-૧૭ વિજયધર્મસૂરિ

—સં. ૧૬૩૬ ચિ ૧ -૧૭ લીં.

—પ્ર. ૧ ૩. (હેમવિમલસૂરિ માટે જુઓ નં. ૬૫ પૃ. ૬૮)

અંતે— (દુહા)

ગજસિંઘ કુમરતણો, ચરિ મઈ તે કહીઉ સષેવિ,
ભણઈ ગુણઈ જે સાભલઈ, સુખ સપતિ દે દેવિ ૧૮

(ચોપઇ) ૧૯

સદ્દગુરૂ તણા નામ મનિ ધરી, બોલા શ્રીગજસિંઘહ ચરી,
જે પડિત નર પુન્ય કરતિ, રાજસુદર (?) તે ઇમિ બોલતિ ૨૦
**સવત પનર છપન્ને સહી,** પ્રથમ જેઠ પુનિમ દિન લહી,
બુદ્ધવાર અનુરાધામાહિ, કીયો ચરિત એ મન ઉછાહિ. ૨૭

—પા૦ (નેમિકુંજર એ રચ્યઉ ઉછાહિ (ગુ વિ.)

—ચતુર્થ ખડ સમાપ્ત

(વિ ધ ચોપડો ૧૦૫-૧૨૯)

(આ ચોપડાના છેવટે લખ્યા સવત ૧૬૪૧ છે. આમા ચોથા ખડને અતે રચનાર તરીકે રાજસુદર એ નામ આપેલ છે પણ આજ રાસના ત્રીજા ખડને અતે નેમિકુંજર એ નામ સ્પષ્ટ લખ્યુ છે. વળી મુનિ ગુલાબવિજયના ભડારની પ્રતમા છેલ્લા ચોથા ખડમા પણ નેમિકુંજર એ નામ રચનાર તરીકે જણાવ્યુ છે એટલે આ રાસના કર્ત્તા નેમિકુંજરજ છે એમા શક નથી રચ્યા સવત પણ બને પ્રત સરખાવતા સ ૧૫૫૬ જ છે.)

—ગુ વિ. પ્રતમા છેવટે એક કડી મૂકી છે કે—

સવત **સોલ છયસીઉ** જાણિ, માસ કાર્ત્તિક દિન ઉત્તમ આણિ,
શુકલ અષ્ટમી નઇ ભાર્ગવવાર, **લિખિ** રાસ તે મન ઉદાર. ૨૬

ઇતિશ્રી ગજસિંહ ચરિત્ર ચતુર્થ ષડ સપૂર્ણ ગ્રથાગ્ર ૬૧૫ શ્લોકઃ શુભ ભવતુ (ગુ વિ)

---

## ૭૮ લબ્ધિસાગર—

**(૧૩૯) શ્રીપાલ રાસ** સ ૧૫૫૭.

**(૧૪૦) ધ્વજભુજગ કુમાર ચોપઇ રાસ—**

---

## ૮૦ સિંહકુશલ ( ત૦ હેમવિમલસૂરિ–જ્ઞાનશીલ શિ. )

(૧૪૨) નંદબત્રીશી ચોપઈ* સ ૧૫૬૦ ચૈત્ર શુદ ૧૩ ગુરૂ.

આદિ— ગાથા.

આગમ વેદ પુરાણુ, જાણુતા જે નરા હોય મગ
જ જ કવિત કરીઅણત, મારદ તુહ પમાઉ પાઉ. ૧

દુહા.

પહિલુ પ્રણુમુ સરસ્વતી, ભગવતી લીલ વિલાસ
શ્રી જિનવર શકર નમુ, માગુ બુદ્ધિ પ્રકાશ ૨

આપી અવિરલ બુદ્ધિ ઘણુ, જન્મ નિરજ દેહ
નદબત્રીસી જે સુણઉ, ચરિત રચુ પણ તેહ ૩

નયરાગણુ અહિઠાણુ જે, તેહ ચરિત્ર બોલેસિ.
નદબતીસી 'ચઉપઈ, એહવુ નામ ઠવેસિ. ૪

---

* આ સ્વ. રણછોડરામ વાવાભાઇ મહેતાએ બુદ્ધિપ્રકાશમા ડે. કૉ ની પ્રતમાથી ઉતારી પ્રસિદ્ધ કરવા મોકલેલ હતુ ને તે સન ૧૯૧૬ ના મે માસથી શરૂ થઈ પછીના બે જુદા જુદા અકમા તે માસિકમાં પ્રકટ થયેલ છે તેમા તત્રીએ નીચે પ્રમાણે ટિપ્પણ કર્યું છે—'શામળ પ્રેમાનદ, દયારામ આદિ કવિઓના પ્રસિદ્ધ કાવ્યોની મૂળ વસ્તુ શી હતી, તેમા એ કવિઓએ શાશા અને કેવા કેવા ફેરફાર અને સુધારા વધારા કર્યા, સમકાલિન પ્રચલિત સાહિત્યને અને પૂર્વના કવિઓને તેઓ કેટલે દરજ્જે આભારી છે અને તેમની એમના કાવ્યો પર કેવી અસર થઇ છે, તે જાણવાને પ્રથમ મળી આવતા તમામ પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સગ્રહ અને તપસીલવાર નોધ થવાની અને તે પછી તેમનો પદ્ધતિસર અભ્યાસ કરવાની ખાસ જરૂર છે, જેથી પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસ વિશે ઘણુ નવુ જાણવાનુ મળશે તેમજ એ કવિઓની ખરી મહત્તા અને ખૂબીઓ આપણે પીછાણી શકીશુ

## ૮૧ હર્ષમૂર્તિ.

**૧૪૩ ચંદ્રલેખા ચોપાઈ.** સં ૧૫૬૦ શ્રાવણ શુ. ૧૩.

અંતે—

પનર સઠઇ સંવત્સર જાણિ, શ્રાવણ સુદિ તેરસિ મન આણિ,
તિણિ દીહાડઈ હુઉ વિચાર, ચુપઇ કીધી હરષ અપાર. ૧૫૨
ચંદ્રલેષાનુ લેઇ સંબંધ, સામાયકનુ રચિઉ પ્રબંધ,
હરષમૂરતિ મુનિવર ઇમ ભણઈ ગુણઇ તે સિવ સુષ લહઇ ૧૫૩

—ઇડરની બાઇઓનો ભંડાર

---

## ૮૨ ઇશ્વર સૂરિ (સાંડેર ગચ્છ- સુમતિ સૂરિ-શાંતિસૂરિ શિ૦) જુઓ શાંતિસૂરિ. નં. ૬૮.

**૧૪૪ લલિતાંગ ચરિત્ર** સં. ૧૫૬૧ દશપુર (મંદસોર) માં

અંતે—

મહિ મહતિ માલવદેશ, ધણ કણય લચ્છિ નિવેસ,
તિહ નયર મંડવદુગ્ગ, અહિનવઉ જાણુ કિ સગ્ગ ૬૭
તિહ અતુલબલ ગુણવંત, શ્રી ગ્યાસસુત જયવંત,
સમરથ સાહસધીર, શ્રી પાતસાહ નિસીર ૬૮
તસુ રજ્જિ સકલપ્રધાન, ગુરૂ રૂવ રયણ નિધાન,
હિંદુઆ રાય વજીર, શ્રી પુંજ મયણહ ધીર, ૬૯
સિરિમાલ વંશવયંસ, માનિની માનસ હંસ,
સોના રાય જીવન પુત્ત, બહુ પુત્ત પરિવાર જુત્ત ૭૦
શ્રી મલિક માફર પટ્ટિ, હય ગય સુહડ બહુ ચટ્ટિ,
શ્રી પુંજ પુંજ નરિંદ, બહુ કવિત કેલિ સુછંદ. ૭૧
નવરસ વિલાસ ઉલ્લોલ, નવ ગાહ ગેય કલ્લોલ,
નિય બુદ્ધિ બહુઅ વિનાણિ, ગુરૂ ધમ્મકલ બહુ જાણિ ૭૨
ઇમિ પુણ્ય ચરિય પ્રબંધ, લલિ અંગ નૃપ સંબંધ,
પહુ પાસ ચરિયહ ચિત્ત, ઉદ્ધરિય એહ ચરિત્ર. ૭૩

૩ જાની સ આ-નગર સુદર્શન રાય હોઈ, મણિરથ રાજ કરે તિહા,
અ-સમયસુદર કહે સાધુને.
૪ થાની સ. આ-પુડરવર ધનપુર રાજ્યો, મ્હાકી સહિયર, સિધરથ નામ નરેદરે.
અ-સમયસુદર કહે સાધુજી, ચોથો પ્રત્યેકબુધ એ-મ્હા.

(૪૭) ચારેની સાથે સ૦

આ-ચિહુ દિસથી ચ્યારે આવીયા, સમકાલે હે યક્ષ દેહરામાહિ.
અ-ઉત્તરાધ્યયને તે કહ્યા, સૂત્રમાહે હો ચ્યારે પ્રત્યેક બુધ,
સમયસુદર કહે સાધુના, ગુણ ગાયાહે પાટણ પરિસિધિ.
—મારી પાસે છે.

(૪૮) નમિરાજગીત.

આદિ—

જી હો મથુરા નગરીનો રાજ્યો, જીહો હય ગય રથ પરિવાર,

અત—

જીહો ઉત્તરાધ્યયને એહ છે જીહો, નમિરાજા અધિકાર,
જીહો સમયસુદર કહે વાદતા, જીહો પામીજે ભવપાર. ૭
( મારી પાસે છે )

(૪૯) સનતકુમાર ગીત.

આદિ—

જોવા આવ્યા રે દેવતા, રૂપ અનોપમ સાર,
ગરવ થકી વિણુસી ગયો, ચક્રવત્તિ સનતકુમાર,
નયણ નિહાલોરે નાહલા. ૧

અંતે—

સનતકુમાર મુનીસરૂ, નાણ્યો નેહ લગાર,
કાજ સમાર્યારે આપણા, સમયસુદર કહે સાર. ૫ ન
( મારી પાસે છે )

(૨૦) ઉદ્યમ ભાગ્ય—ઉદ્યમ ભાગ વિના ન ફલે, બહુત ઉપાય કીયે ક્યા હોઇ,
(૨૧) સર્વ ભેખ મુગતિગમન—હા માઇ હરકોઉ ભેખ મુગતિ પાવે,
(૨૨) કર્મ—હાં માઈ કરમથી કો છૂટે નહી,
(૨૩) નાવા (નાવિક)—નાવાની કારી ચલે નીર મઝાર,
(૨૪) જીવદયા—હા હો જીવદયા ધર્મ વેલડી, રોપી શ્રી જિનરાય,
(૨૫) વીતરાગ સત્યવચન—હા હો જિનધર્મ ધર્મ સહુ કહે, થાપે અપણી વાત
(૨૬) મરણ નિવારણ—મરણ તણો ડર ન કરિ મૂરિખ, જિણ વાટે જગિ જાઇરે.
(૨૭) સદેહ—કરમ અચેતન કિમ હુયઉ કર્તા, કહો કિમ શકિયે થાપીરે,
(૨૮) સૂતા જગાવણ—જાગિ જાગિ જાગિ ભાઈ જાગિરે તુ જાગિ,
(૨૯) જગત્ સૃષ્ટિકારણ પરમેશ્વર પૃચ્છા—પૂછુ પંડિત કહો કાહકી કત, આ જગત સૃષ્ટિ કિણ કીધીરે.
(૩૦) ભણનપ્રેરણ—ભણોરે ચેલા ભાઈ ભણોરે ભણો,
(૩૧) ક્રિયાપ્રેરણ—ક્રિયા કરો ચેલા ક્રિયા કરો.
(૩૨) પરમેશ્વર સ્વરૂપ દુર્લભતા—કુણ પરમેશ્વર સ્વરૂપ કહે,
(૩૩) જીવકર્મ સબધ—જીવને કરમ માહોમાહિ સબધ,
(૩૪) પરમેશ્વર લઘુ—હા હો એક તિલ દિલમે આવ તુ, કરે કરમનો નાશ.
(૩૫) નિરજનધ્યાન—હા હમારે પરબ્રહ્મ ગ્યાન,
(૩૬) દુખમયકાલે સયમપાલન—હા હો કહો સજમ પથ કિમ પલે,

—આ સર્વ ગીતોની પ્રત તેની છેવટે અનુક્રમણિકા સહિત ૭-૧૧ લ. સ ૧૬૭૦ પ્રથમ ચૈત્રી શુદિ ૧૦ ગુરૂ લિખિતં મારી પાસે છે.

(૮૭) પદ. સુખનીકો સીતલનાથકો,

(૮૮) શાંતિનાથ પદ.

આદિ— આગણ કલ્પ ફલ્યોરી હમારે

અતે—

સવતિ સોલ નવ્યાસીયઇ રે, મીર મોજાસુ રાજરે,
અકપુરમાહિ રહીરે, ભાદ્રવઇ જોડી છઇ ભાસરે મન૦ ૫
શુલભદ્ર કોમ્યા પ્રતિબુઝવઇરે, ધરમ ઉપરિ ધરઉ રાગરે,
પ્રેમસધન નહિ પાકુયોરે, સમયસુદર સુખકારિરે મન૦ ૬

—મારી પાસે છે.

(૯૩) આલોયણ છત્રીશી સ. ૧૬૯૮ અહમદપુરમા (અમદાવાદમાં)

આદિ— નગર સુદર્શણ અતિ ભલો એહની ઢાલ.

પાપ ઓલાયુ આપણા, સિદ્ધ આતમ સાખિ,
આલોયા પાપ છૂટીયે, ભગવત ઇમ ભાખ. પાપ૦ ૧
માલ હીયાથી કાઢજો, જિમ કીધા તેમ,
દુખ દેખિસિ નહિતરિ ઘણા, રૂપી લખણા જેમ. પાપ૦ ૨

* * * *

અતે—

સવત સોલઅઠાણુયઇ, અહમદપુરમાહિ,
સમયસુદર કહે મે કરી, આલોયણ ઉચ્છાહિ. ૩૬

—૨-૧૧ મારી પાસે છે. પ્ર કા ન. ૮૬૨.

(૯૪) ચાર શરણાં ગીત.

આ કવિ એક ઘણા પ્રતિષ્ઠિત અને ઉત્તમ કાવ્યકાર થયા છે. સ. ૧૬૪૯ ના ફાગણુ શુદ બીજે બૃહત્ 'ખરતર ગચ્છના યુગપ્રધાન જિનચદ્રસૂરિએ અકબ્બર બાદશાહના કહેવાથી લાહોરમા માનસિહને આચાર્યપદ આપી તેમનું નામ જિનસિહસૂરિ રાખ્યુ તે સમયે તેજ જિનચદ્રસૂરિએ સ્વહસ્તે કવિ સમયસુંદર તથા ગુણવિનય ( જુઓ ન. ૧૯૫ પૃ ૩૨૬ ) એ બે સાધુઓને ઉપાધ્યાય પદ આપ્યુ અકબર બાદશાહે લાહોરથી જિનચદ્રસૂરિને પોતાની પાસે બોલાવ્યા ત્યારે તે સૂરિએ બાદશાહ પાસે જવા વિચાર કર્યો અને તે વખતે સાથે સમયસુંદર કવિ પણ હતા. આ વિહાર ગૂજરાતથી જાલોર, મેડતા, નાગોર એમ મારવાડમાથી પમાર થઈ લાહોર સુધીનો હતો એટલે ૧૬૪૯ પહેલા કવિ ગૂજરાતમાંજ

મેરથી શત્રુંજય જવાનો સંઘ કાઢ્યો હતો, તેમા પણ તેમણે સંઘ સાથે રહી શત્રુંજય યાત્રા કરી હતી તેમ બીજા અનેક તીર્થોની જાત્રા કરી હતી. વૃદ્ધપણામા અમદાવાદ અને તે આસપાસ ગૂર્જરાતમાજ રહી સ્વર્ગવાસ કર્યો હોય તેમ મળવે છે તેમની શિષ્યપરંપરામા સ્વશિષ્ય હર્ષનંદન બહુ વિદ્વાન્ હતા કે જેમણે મધ્યાન્હપદ્ધતિ નામનો ગ્રંથ સં ૧૬૭૩મા પાટણમા રચ્યો છે તેમા પોતાની પ્રશસ્તિ આપતા સ્વગુરુ સમયસુંદર માટે વચનકલાકવિકલા-નિષ્ણાત, તર્કવ્યાકૃતિ સાહિત્યજ્યોતિ, સમયતત્ત્વવિદ એ યથાર્થ વિશેષણો આપ્યા છે અને વિશેષમા જણાવ્યુ છે કે —

> પ્રજ્ઞાપ્રકર્ષ પ્રાગ્વાટે ઇતિ સત્ય વ્યધાયિ યૈ,
> યેષા હસ્તાત સિદ્ધિ સતાને શિષ્યશિષ્યાદિો.
> અષ્ટલક્ષાનર્થોનેકપદે પ્રાપ્ય યે તુ નિર્ગ્રન્થા
> સસારસકલસુભગા વિશેષત. સર્વરાજાના.

આ પરથી જણાય છે કે સમયસુંદર પ્રાગ્વાટ-પોરવાડ વણિક હતા આ હર્ષનંદને ખરતરગચ્છની લઘ્નાચાર્યીય નામની આઠમી શાખા જિનસાગરસૂરિએ સં. ૧૬૮૬ મા કાઢી હતી તે બહુ વધારી. સમયસુંદરના પ્રશિષ્ય હર્ષકુશલ ઉપાધ્યાય થયા કે જેમણે કવિની ભાષાકૃતિ ધનદત્ત ચોપઈ સંશોધી હતી. વળી તેમની શિષ્યપરંપરામા કુશલચંદ ઉપાધ્યાય થયા ને તેના શિષ્ય આલમચંદ થયા કે જેમણે સં. ૧૮૨૨ ના માગશર શુદિ ૪ ના દિને સમ્યક્ત્વ કૌમુદી ચતુષ્પદી ભાષામા રચેલ છે જુઓ ઓગણીસમી સદીમા આગળ કવિ આલમચંદ.

આ કવિના સબધમા અતિ વિસ્તારથી મે 'કવિવર સમયસુંદર' એ નામનો નિબંધ ભાવનગરની સાતમી ગૂર્જરાતી સાહિત્ય પરિષદમાં લખી વાચ્યો હતો અને તે જૈન સાહિત્ય સંશોધકના ખંડ ૨ અંક ૩ મા પ્રકટ થયેલ છે તે જોઈ લેવા વાચકને ભલામણ છે.

શ્રી વિદ્યાશીલ સીસ સુપરિ સોહામણિ પંડિત પુહુવિ પ્રવીણ,
વિવેકમેરૂ ગણિ સયમ ગુણ કરિ વિચરતાજી, હુ તસ્ય ચલણે લીણ ૧૯
ત્રીજા જિનવર સભવનાથ પસાઉલિજી મુનિ જપઇ મુનિશીલ,
જે નરનારી ભણસ્યઇ ગુણસ્યઇ સાભલઇજી લપિ પરિપામઈ લીલ. ૨૦
—સં ૧૬૯૪ વર્ષે ભાદ્રવા વદિ ૧૪ ગુરૂ (ઈડર બાઇઓનો ભ )

## ૧૯૮ પદ્મરાજ

(૩૭૨) સનત્કુમાર સં ૧૬૫૯—વિ ધ.
(૩૭૩) અભયકુમાર —ડે, ભાવ

## ૧૯૮ ક વિદ્યાવિજય (ત૦ નયવિજય શિષ્ય)

૨૪ જિનપંચ કલ્યાણક સૂચિત સ્ત૦ સં. ૧૬૬૦

અંતે—

વીર પારગતાય તિમ ગણુઉ સિવ દિવસિ, એહપદ સરવ જિનનામ સાથિ,
ગણુઉ કલ્યાણક દિવસિ પદ સહસએ, તપ કરી હોઈ જિમ મુગતિ હાથિં.
૩૯ પૂ.
ચદ્રરસ રિતુગગન વરસિ કલ્યાણક તવન કીધુ ભવિક ભણુત ભાવઈ,
કીરતિ કોટિ કલ્યાણ સુખસપદા, સિદ્ધિ સૌભાગ્ય મિલી વેગિ આવઈ ૪૦ પૂ.

કલસ

તપગચ્છ અધિપતિ નમત નરપતિ રૂપ રતિપતિ સૂદરો,
શ્રી વિજયસેન સૂરીંદ સુવિહિત મુકુટ ગુણમણિ આગરો
ઉવઝાય શ્રી નયવિજય સીસઇ થુણીયા સકલ જિનેસરો,
દિઉ મુઝ મહોદય વાસ વિદ્યાવિજય સંપદ સુખકરો ૪૧
—૩-૧૪ (મારી પાસે છેલ્લુ પાનુ છે.)

(૭૭૬) નેમિજિન શ્રાવણા

આદિ—

સમરીય સમરસસાગરે શારદા સુગુરત,
શિવાદેવી સુત ગાઇએરે મુઝ મનિ લાગી પ્રીતિ.
મુઝ મનિ લાગી પ્રીત ધજુરી સેવ કરૂં નેમીસર કેરી,
નમે જેહને નરવર સહુ તેહ રીઝે મતિ આવે ઢલી
એ નેમિ જિનજીરે રાજમતી ભરતાર ભગતે વંદિએરે,
જાસ નામ અભિરામ, સુખી આણંદિએરે—આંકણી.

*　*　*　*

અંતે—

તપગચ્છ મંડણ હીરોરે હીરવિજય મુનિરાજ
નામ જપતાં જેહનુંરે સીઝે સઘલાં કાજ
સીઝે સઘલાં કાજ સીઝે સઘલાં કાજની કોડી,
તેહને નમે સદા કરજોડી
પંડિત કમલવિજયનો સીસ, હેમવિજય મુનિ દે આસીસ. ૪૫

—૪-૧૩ થી પાનાં ૩ । પ્રે. ૨.

---

૨૦૧ જિનચંદ્રસૂરિ શિ.

(૭૭૭) જિનધર્મ મંજરી સં ૧૬૬૨ વિક્રમનગર (બીકાનેર)માં

અંતે—

ભુજ રસ વિજાદેવી વચ્છર મધુ શુદિ સાતમી પુષ્યવારના,
ઇમ વરણી વિક્રમનયર મંડણ, રિષભદેવ જિનેસર
સુપસાય ખરતર ગચ્છનાયક સકલ સુવિદિત સુખકર,
યુગપ્રધાન શ્રી જિનચંદસૂરિ સુસીસ ઘણ ધણે.

શ્રીસમ ૭૩

પ્રથમ જિનભાષિત સુખ સમકિત પરમ પ્રસમ મંજરી,
અતિ સરસ ધરસ સુગંધ સુભાવ સાત અભિમત સિવસિરી.

## ૨૦૦ હેમવિજય ગણિ (ત૦ આનંદવિમલસૂરિના આજ્ઞા-વર્તી શુભવિમલ-કમલવિજય પં. શિ૦)

(૩૭૫) +કમલવિજય રાસ સં. ૧૬૬૧ મહેસાણામાં.

આદિ—

સરસ વચન રસ વરસતી, સરસતિ કવિઅણ માય,
સમરિય નિયગુરુ ગાયસ્યુ, પંડિત પ્રણમિય પાય. ૧
કમલવિજય કોવિદ તિલક, સુવિહિત સાધુ સિંગાર,
તાસ રાસ રલિઆમણો, ભણતાં જય જયકાર. ૨

*  *  *  *

અંતે—

શ્રી કમલવિજયવર વિબુધના નામથી મકલ કલ્યાણના કોડિ,
સંપદા સવિ મિલઇ દુરિત દુરિ ટલઇ મંત્રમાં મૂલગો એહ કહીઇ ૧૦૭
જાસ વૈરાગ્ય વર વાનગી વાસના શખર સુવિહિત જતી રિદય રાખી
જાસ સંવેગ રસ સરસ સવિ પાછિલા સાધુ ગુણરાસિનો હુઉ સાખી ૧૦૮
રૂપરેખા ધરો અસમ સમરસ વરો સાહ ગોવિંદ સુત સાધુ સીહો,
કહતિ કવિ હેમ થિર પેમ એ શ્રીગુરો હોઉ મહ સુહકરો અમિયજીહો ૧૦૯

—આ કવિ પ્રતિષ્ઠિત હતા અને તે માટે શ્રાવક ઋષભદાસ કવિએ તેનું નામ પૂર્વના નામી કવિ તરીકે પોતાના 'હીરવિજય-કુમારપાલ રાસ' આદિમાં ઉલ્લેખેલ છે. જુઓ તે રાસોની પ્રશસ્તિઓ. વિજયપ્રશસ્તિ મહાકાવ્ય ૧૬ સર્ગમાં સંસ્કૃતમાં કરી પોતે સ્વર્ગવાસ કર્યો તેથી તે કૃતિ તેના ગુરુભાઈ પં. ગુણવિજયે બીજા પાંચ સર્ગ રચી પૂરી કરી. તેથી પોતે પોતાને 'કવિ' એ ઉપનામ આપે છે તે સાર્થક છે. હીદીમાં પણ કવિતાઓ તેણે રચી છે. વધુ માટે જુઓ પ્ર. ઐ રા. સં. ભાગ ૩,

(આ કવિએ કેટલાક સ્તવનો સ્વાધ્યાયો શ્રી વિજયસેનસૂરિ રાજ્યમાં બનાવ્યા છે આની કેટલીક કૃતિઓ પાટણના હાલાભાઇના ભંડારમાં છે)

(૩૮૦)+શત્રુંજય સ્તવના આદિનાથ વિનતિ ૬૫.

આદિ—

પ્રણમિય સયલ જિણંદ, પાય મન વંછિત સંપિ,
સયલ તિરથનો રાજયોઇ પ્રભુ સિરનામિ. ૧

* * * *

અંતે—

તપગચ્છનાયક ગુણનીલોએ, ગુરૂ હીરજી સમા
મનમોહન વિજયસેન સુરી તેહના પ્રભુ પામા,
વિમલહરખ શિષ્ય પ્રેમવિજય, કહે નિસુણો દેવ,
ભવ ભવ શત્રુંજા ગિરિ તણીએ સુઝ દેજો સેવ. ૨૨

(કલશ)

ઇમ ગુણ્યો સ્વામી મુક્તિગામી, આદિ જિન જગદેવ એ
નિત નમે સુર નર, અમર વ્યતર, કરે અહોનિશ સેવ એ,
જે ભણે ભગતે ભવી સુણે તસ ઘર જય જયકાર એ
કહે કવિયણ સુણો ભવિયણ, ઇમ પામે ભવપાર એ.

(૩૮૧) ધનવિજય પન્યાસ રાસ (સિ.) ખ-૧
+ સીતા સતી સ. પ. ૧૩૪ સ. મા. ભી.

---

૭૦૪ વિમલચારિત્ર (નાગોરી વડતપ-પાર્શ્વચંદ્રસૂરિ-સમરચંદ્ર-રાજચંદ્ર-રત્નચારિત્ર શિ.)

(૩૮૨) અંજનાસુંદરી રાસ સં ૧૬૬૩ આસાઢ શુદ ૨ ગુરૂ નાગોરમાં.

આદિ—

શાંતિકરણ જગિ જાણિયે વિશ્વસેનકુ કુલચંદ,
આદરણ વંદિ સાતમિઇ ગર્ભિ જગમાનંદ,
આનંદ અચિરા કુખોં અવતર્યો જો વદિ તેરસ દિન

વિધ કરીય અકબ્બર સાહિવર પ્રતિબોધકારક સુહગુરૂ
આદેશ લહિ કરી ધરમ ધરતા સેય મંગલ સુખકર ૭૪

—સ. ૧૭૫૮ પો૦ શુ ૩ રવૌ લિ૦ ૨૦-૧૨ આ. ક.

---

## ૨૦૨ આનન્દોદય

(૩૭૮) વિદ્યાવિલાસ ચોપાઈ ૧૬૭૨ માણેક.

---

## ૨૦૩ પ્રેમવિજય (ત૦ વિજયસેનસૂરિ-વિમલહર્ષ શિ.)

(૩૭૯) +આત્મશિક્ષા. સ. ૧૬૬૨ વૈ શુ. ૧૫ ગુરૂ. ઉજ્જેણીમા—

અંતે—

શ્રી વિજયસેન ગુરૂરાયવર, શ્રી વિજયદેવ સૂરિંદ,
વિજયમાન ગુરૂ વંદિએ, જિમ સૂરજ ઉર ચંદ.
તપગચ્છ વાચકમિં વરૂ, શ્રી વિમલહર્ષ શિરતાજ,
નામે નવનિધિ સંપજે, દર્શણ સીઝે કાજ. ૧૭૯
આતમ શિક્ષા ભાવના, તાસ શિષ્ય મનરંગ,
પ્રેમવિજય પ્રેમે કરી, ઉલ્લટ આણી અંગ. ૧૮૦
રત્નહર્ષ વિબુધ મુઝ, બંધુ તાસ પસાય,
તાસ સાંનિધ ગ્રંથ મે કર્યો, મન ધરી હર્ષ અપાર. ૧૮૧
સંવત સોલબાસઠ. વૈશાખ પુન્યમ જોય,
વાર ગુરૂ સહિ દિન ભલો, એ સંવત્સર હોય. ૧૮૩
નગર ઉજ્જેણીમાં વળી, આતમશિક્ષા નામ,
મન ભાવ ધરીને તિહા કરી, સિખા વંછિત ઠામ ૧૮૪
એકત્રીસ એશી પાયએ. દુહા અતિ અભિરામ,
ભણે સુણે જે સાંભળે, તે લહે શિવ ઠામ.

જન્મ પામ્યા ઇંદે ઉચ્છવ કીધ, સુરગિરિ શુભ મન્ને,
ગર્ભથી જિણે મારિ ટાલી શાંતિ થઈ આણુ દિયા,
સજન દેખત નાતિ રંગિઈ શાંતિ જિન નામજ દિયા. ૧

મંડલપતિ પદવી લહી પહિલાં ભોગવિ ભોગ,
ચક્રવર્તિપદ પામિયા, મિલીઓ સહૂ સંયોગ
સંયોગ મિલીઓ સાધિ પટ્ખંડ રતન સવિ નવનિધિ લહ્યા,
મુગટ બદ્ધ બત્રીશ ભૂપતિ સહસ સેવે ગહગહ્યા
જેઠ માશિ ઇક સિણુ ચઉદસિ ઇંદ્ર ચઉસઠિ આવીઆ,
કીધ ઉચ્છવ દીખ લીધી વર્ણવે ગુણુ ભાવીયા ૨

પોસ શુક્લ નવમી દિને પામ્યો કેવલનાણુ,
જેઠ બહુલ તેરસિ તિથે પ્રભુ પામ્યો નિર્વાણુ,
નિર્વાણુ પામ્યો શાંતિ જિણુવર સિદ્ધિ પદિ સુખસંપદા,
પામિયા તસુ ચરણુ પ્રણુમો ભગતિસ્યુ ભવિયણુ મુદા,
તેહ સ્વામિ સેવતા સહી રોગ નાવે તનિ કદા
મનહ મનોરથ સર્વપૂરણુ સિદ્ધિ લહિયે સર્વદા. ૩

દૂહા

સુહ ગુરૂ ચરણુકમલ સદા વંદો ધરી આણુંદ,
ભવિય કમલ પડિબોહવા ઉદયો તેજિ દિણુંદ. ૪

ચિહું પ્રકાર ધર્મ વર્ણવ્યો તિહુયણુ જન આધાર,
દાન શીલ તપ ભાવના કરિ તરિય સંસાર. ૫

ધર્મે ધણુ કણુ સંપજે ધર્મે મોટિમ રાજ.
ધર્મે જસ મહિમા ઘણો ધર્મે સીઝે કાજ. ૬

ધન સુબાહુ ધન્નો સુણો, શાલિભદ્ર કયવન્ન,
શ્રી શ્રેયાસકુમરે દીઓ, દાને લહિઓ ફલ પુન્ન. ૭

સેઠિ સુદર્શન નેમિ જિણુ થૂલભદ્ર નાગિલ્લ,
શીલ લીલ સાધી ખરી, ફલ પામ્યો આગિલ્લ ૮

## ૨૦૫ મેઘરાજ (પાર્શ્વચંદ્ર-સમરચંદ્ર-રાજચંદ્ર-શ્રવણ ઋષિ શિ૦)

(૪૮૩)+ નળદમયંતિ રાસ. ૨. ૧૬૬૪

આદિ—

નગર નિરૂપમ ગજપુરે શ્રી વિશ્વસેન નરિંદ,
અચિરા રાણી ઉરવરે આવ્યા શ્રી શાંતિ જિણંદ

અંત—

જિણંદ સરવારથવિમાણુ ચ્યુતી ભાદ્રવા વદિ સાતમે,
ચઉ જેઠ વદિ તેરસે જન્મ્યા ઉચ્છવ હુઓ અનુક્રમે
દીક્ષા જેઠ વદિ ચઉદશે પોષિ નોમિ શુદિ થયા કેવળી,
મોક્ષ જેઠ વદિ તેરસ દિવસે પુહતી નવિ મનની રૂળી. ૧

જીવદયા પાળી ખરી, પુન્ય ભવતર જોયું,
ચક્રવર્તિ જિનવર રાજિયા, પદવી લીધી તેણું,
તેણુ પદવી દોય લાધી શાંતિનાથ જિણેસરૂ,
શાંતિ કીધી ગર્ભહુતે અભિનવો જગ સુરતરૂ,
સેવ કરતા જેહ તણી સંપદા પરગટ હુઇ
દેવી દવદતી તણીરે આપદા દૂરે ગઈ. ૨

દવદતી કહો કુણ હુઇ, શ્યે કરમે દૂખ પામી,
શીળ રત્ન કેમ પાળિયો, પ્રસન્ન હુઓ કિમ સ્વામી,
કેમ ઋદ્ધિ સમૃદ્ધિ પામી રાય નળશું બહુપરે,
શીળ પવિત્ર વિચિત્ર પાળ્યો જાસ કીરતિ વિસ્તરે,
એ ચરિત અતિહિ સુજાણ ગુણિયલ સાંભળો આદર કરી,
વિઘ્ન વારો વરો વાછિત ઉચ આળસ પરિહરી ૩

×　×　×　×

શ્રી અંચલગચ્છિ ગણનિરાજ, પ્રગટિઉ પાપતિમરહર ભાંણ
વિદ્યમાન ગુરૂ ગુણરાજ, શ્રી ધર્મમૂર્ત્તિ સૂરીશ્વરરાજ. ૪૬
તાસ પાટિ સગુરૂ સુખકાર, આચારિજ ગુણમણ ભંડાર
શ્રી કલ્યાણસાગર સૂરીંદ, જિણિ જીત્યા કર્મના ફંદ. ૪૭
તાસપક્ષિ મુનિવર અણગાર પંડિત વીમરતન અણગાર
તાસ સીસ સગુણ શ્રી કંત, શ્રી ઉદયસમુદ્ર નામિ ધીમંત. ૪૮
તાસ વિનેય વિનયગુણ ભરી મુનિ દયાસાગર ચઉપદિ કહઈ
દેવી સરસતિનઈ આધારિ, કથાબંધ કીધઉ મતિ સાર. ૪૯
હું મૂરિખ મતિ હીણુ અજાણ, પંડિત જનનઈ હસિવા ઠાણ,
વચન અશુદ્ધ કહ્યાં મઈ જેહ, પંડિત સુધા કરિજ્યો તેહ. ૫૦
ખંડિત વચન કહ્યા બુદ્ધિ જોઈ સખ આપિ હું ભાખી સોઈ
સુરપતિ કુમરતણી ચોપઈ પદ્માવતિપુર માંહે કહી. ૫૧

દૂહા.

વરસ વિક્રમરાયથી સોલ સહે પંચસઠિ
ભાદ્રવિ બીજ શ્વેત પખ્ખિ, સોમવાર સિદ્ધિ છઈ. ૫૨
ભણઈ ભેદ જાણી ચતુર, ભણઈ સુણઈ નર જેહ
પામઈ મનવંછિત સદા, રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ. ૫૩

—૧૦—૧૮ ભાવ ]

(માગરોળની જ્ઞાનમાં પ્રશસ્તિમાં શબ્દોનો ફેરફાર છે પણ ભાવ એક છે પા. ૧૧-૧૪ માં.)

(૩૮૬) મદન રાજર્ષિનો રાસ રત્ન ૨

---

૨૦૭ દયાસાગર (આ. ધર્મમૂર્ત્તિસૂરિ—કલ્યાણસાગરસૂરિ—વીમરત્ન—ઉદયસાગર શિ)

(૩૮૭) મદન ચોપાઈ સં. ૧૬૬૫ આસો શુદ ૧ જાલોરમાં

## ૨૦૫ક. ગજસાગરસૂરિ શિ૦ (આં.)

(૩૮૪ક)—નેમિચરિત્ર ફાગ. ૧૬૬૫ ફા. ૬ બુધવાર.

અંતે—સોલ પાસઠિ ફાગુણિ છઠિ અનઇ બુધવારિ,
વિધિપક્ષિ ગછિ જાણીઇ શ્રી ગજસાગર સૂરિરાય. ૪૧
તાસ શિષ્ય કહિ નેમિનુ ફાગ બંધ મનોહાર,
ભાવિ ગુણઈ જે સાંભલઇ નેહ ધરિ જય જયકાર. ૪૨
—છાપરબાઇઓનો ભંડાર.

---

## ૨૦૬ દામોદર મુનિ. (આં. કલ્યાણસાગરસૂરિ-ભીમરત્ન-ઉદયસાગર શિ.)

(૩૮૫) સુરપતિકુમાર ચોપઈ. ૨. ૧૬૬૫ બીજા ભાદ્રવા શુ ૬ સોમ.

આદિ—

પ્રણમુ સ્વામી શાંતિજિન, મનવંછિત દાતાર,
સુરપતિ જસુ સેવા કરઇ, દરસણુ હરખ અપાર. ૧
વિહિતનયા જગદીશ્વરી, સમરૂ મનિ સરસતિ,
જસુ નામઇ પામઇ વિપુલ, સેવક નિર્મલ મત્તિ. ૨
ગુરૂ ગુરૂઆના ગુણ ભણી, ભગતઈ પ્રણુમી પાય,
વર્ણું ભેદ જે મઇ લહ્યઉ, તે સદગુરૂ સુપસાઇ ૩
સુરપતિ નામઇ નૃપકુમર, જિણુ જગિ ભોગ મહંત,
વિલસ્યા દાન પ્રભાવથી, વિરચિસુ તાસ વૃતંત ૪
ભવસાયર માંહે હવી, જિનવરે ગરૂઇ નાવ,
ચારિ ચતુરગતિ તારિવા, દાનશીલ તપ ભાવ. ૫

* * * *

અંતે—

સુરપતિ ચરિત સયલ ચિતિ ધારિ, બોલ્યઉ દાન તણુઈ અધિકારિ,
ઇમ જાંણી નરનારી જેહ, દાન દીયઈ ભવિ તરિસ્યઈ તેહ. ૪૫

અંત—

શ્રી અંચલ ગચ્છિ ઉદધિ સમાણ, સધરયણ કેરઉ અધિઠાણ,
ઉદઉ તાસ વધારણ ચંદ, શ્રી ધરમમૂરતિ સૂરીશ મુણીંદ. ૫૦
આચારિજ શ્રી ગુરૂ કલ્યાણસાગર, સાગર સમ ગુણ નાણ,
તાસ પક્ષિ મહિમા ભંડાર, પંડિત ભીમરતન અણગાર. ૫૧
તાસ વિનેય વિનયગુણગેહ, ઉદયસમુદ્ર સુગુરૂ સસનેહ,
તાસ સીસ આણંદઇ ઘણુંઈ, શ્રી દયાસાગર વાચક ઈમ ભણઇ ૫૨
ગુરૂ ભાઈ લહુડઉ ઋષિ દેવ, વિનયવંત સારઇ નિતિ સેવ,
આદરિ તેહ ભણઈ એ થઈ, મદનરાજ ઋષિની ચઉપઈ ૫૩
મદન શતકના દૂહડા એકોતર સો સાર,
મદન નરિંદ તણુ ચરિત મઈ વિરચ્યુ વિસ્તારિ ૫૪
સોલહ સય ઉગણોત્તરઈ પુર જાલોર મઝારિ,
આસો સુદિ દશમિ મઈ કીઓ, કથાબંધ ગુરૂવારિ ૫૫

—યતિનો ભં. ઉદયપુર; ડે.

## ૨૦૮ પુણ્યકીર્ત્તિ-(ખ. મહિમામેરૂ-હર્ષચંદ-હર્ષપ્રમોદ શિ.)

(૩૮૮) પુણ્યસાર રાસ—પુણ્યસાર કુમારચરિત સં. ૧૬૬૬ વિજયાદશમી ગુરૂ-સાગાનેરમાં

આદિ—

નાભિરાય નંદન નમુ, શાંતિ નેમિ જિન પાસ,
મહાવીર ચોવીસમો, પ્રણમ્યા પૂરે આસ. ૧
શ્રી ગૌતમ ગણધર સધર, લીલા લબ્ધિ નિધાન,
સમરી સદગુરૂ સરસતી, વપુષિ વધારે વાન. ૨
ધર્મે ઉંચો કુલ હુવે, કામિની કલા અભ્યાસ,
રાજઋદ્ધિ ધર્મે હુવે, ધર્મે લીલ વિલાસ ૩
ધર્મે સોહગ સંપજે, ધર્મે રૂપ અનૂપ,
સાચા સુખ ધર્મે હુવે, ધર્મે માને ભૂપ ૪

## ૨૦૯ સુધર્મરૂચિ. (શુભવર્દ્ધન શિ૦)

### (૭૮૧) આષાઢભૂતિ મુનિનો રાસ.

આદિ—

શ્રી શાંતિજિણેસર ભુવણદિણેસર પાય,
પ્રણમી બહુ ભગતિઇ ગાયસઉ રષિરાય
આષાઢ મુનીસર જસો જુગહપ્રધાન
નાટક નાચતા પામઉ કેવલનાંણ ૧

નાટિક નાચતા કેવલ પામ્યુ નિસૂણો તેહ વિચાર,
શ્રવણે સુણતા ભાવિ ભણતા લહીઇ ભવનો પાર,
નવકલપી વિહાર કરિ મનરંગિ મુનિવર મહિમાવંત,
ગુરૂ આદેસ લહી રાજગ્રહ નગરીમાહિ પહુત. ૨

× × × ×

અંતે— ઢાલ.

નયર રાજગૃહી જાણીઇ, સિંહરથનિ કઇ ભૂપ,
નાટક તિહા વસઈ માન ભુપતિ ભૂપરે—
જિરે જિરે આષાઢ ભુતની, ભાવનાનૂ પરિમાણુરે,
ભરતનુ નાચતાં પામઉ, કેવલ નાણરે— ધ્રુપદ જીરે૦ ૫૩
ભુવનસુંદર જયસુંદરા, રૂપઇ મોહનકદરે,
કોઈ કેતલા દાન તિહા રહઉ, આષાઢભુત મુણેદરે. જીરે. ૫૪
શ્રી શુભવર્દ્ધન ગુરૂ તમ્હ તણારે ચલણે અવિચલ વાસરે,
નામઈ નવનિધી પામીઇ ફલઈ મનની આસરે. જીરે ૫૫
તેહ ગુરનઈ સુપસાઉલઈ, હઇડે ધરી આણદરે,
આષાઢભુતિ ઋષી ગાઈઉ, પામી પરમાણદરે. જીરે. ૫૬
કેવલ લહિ મુગતી ગયુ, શ્રી સુધર્મરૂચિ ગુરૂ સીસરે,
પાચસઈ પરીવારઇ પરીવરઉ. તેહના સંઘ આસીસરે જીરે ૫૭
જે નરનારી ભાવસૂ ગાઇ રંગી રસાલરે,
તેહ અવિચલ વધામણુરે, ધરી ધરી મંગલમાલરે. જીરે ૫૮

જયઉ ગયસુકુમાલ મુણીસ, શ્રી સંઘ દિઇ આસીસ,
જમ નામઇ પરમાણંદ, તસુ ગાવતા હુવઈ આણંદ—

—સંવત ૧૭૬૭ વર્ષે જ્યેષ્ટમાસે કૃષ્ણપક્ષે પંચમીતિથૌ શુભવારે પં માનચંદ લિખિતં સુશ્રાવિકાબાઈ આસા પઠનાર્થં ૬-૧૩ મારી પાસે છે

## ૨૧૦ ઋષભદાસ.

[ આ ખંભાતના શ્રાવક કવિએ અનેક રાસાઓ સ્તવન-સ્તુતિ-સ્વાધ્યાય રચેલ છે, અને ઉત્તમ કવિ તરીકે પોતાને સિદ્ધ કરેલ છે. આના સંબંધી વિસ્તૃત વિવેચન 'શ્રાવક-કવિ ઋષભદાસ' એ નામથી નિબંધ સૂરતની ગૂજરાતી સાહિત્યપરિષદમાં મેં લખી મોકલેલો તે તે પરિષદના રીપોર્ટમાં પ્રકટ થયેલ છે, તેમજ જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ હેરલ્ડના ઇતિહાસ અંકમાં ૧૯૧૫ના ૭-૯ અંકમાં પણ પ્રસિદ્ધિ પામ્યો છે ]

**(૩૯૩) વ્રતવિચાર રાસ.** સં. ૧૬૬૬ કાર્તિક વદિ ૦)) (દીવાલી)
ત્રંબાવતિ ( ખંભાત )માં

આદિ— શ્રી વિતરાગાય નમઃ

દુહા—પાસ જિનેસ્વર પૂજીઇ, ધ્યાઈઈ તે જિનધર્મ્મ,
નવપદ હુરિ આરાધીઈ, તો કીજઇ સ્યુભ કર્મ્મ. ૧
દેવ અરીહંત નમું સદા, સીદ્ધ નમું ત્રણીકાલ,
શ્રી આચારય તુઝ નમું, શાશનનો ભુપાલ ૨
પુણ્યપદવી ઉવઝાયની, સોય નમું નસદીસ,
સાદ્ધ સવેનિ નીત નમું, ધર્મ વિસા યાહા વીસ, ૩
ક્રોધ માન માયા નહી, લોભ નહી લવલેસ,
વીષઇ વીષથી વેગલા, ભવીજન દઇ ઉપદેસ ૪
ઊપદેશિ જન રંજવઈ, મહિમા સરસતિ દેવ,
તેણઇ કાર્ય્ય તુઝનિ નમું, સાર્દી સારૂ સેવ. ૫

હસ સરીષા જે નર હોય, તેહના પગ પૂજે સહુ કોય,
ધ્યન જનુનીઈ તે જગી જણ્યુ, કવીજન લોકે લેષઇ ગણ્યુ. ૩૮
હસ દૂધ જલ માહાથી પીઇ, નીર જ્યદુઓ મુષ્ય નવી દીઇ,
તિમ સુપરષ ગુણ કાઢી વહઇ, પર અવગુણ તે મુષ્ય નવિ કહઇ. ૩૯
જલ સરીષા જે નર હોય, તેહનુ નામ મ લેસ્યુ કોય,
સકલ લોકમ્હા તે અવગણ્યુ ઋષભ કહઈ નર તે કા યણ્યુ. ૪૦
જલુ તણી છઇ પરગતી અસી વહુ રગત પીઈ ઉહોલસી,
સપરૂ લોહી મુષ્ય નવી દીઇ, તિમ માઠો નર ગુણ નવી લીઇ. ૪૧
જલુ સરીષા જગમ્હા જેહ, અતી અધમાધમ કહીઇ તેહ,
પર અવગુણ મુષ્ય બોલઇ સદા, ગુણ નવી ભાષઈ તે મુષ્ય કદા. ૪૨

દૂહા—

ગુણ અરગ્યા ગુણવંતના, જે નવિ બોલઈ રગિ,
પરભવિ દૂષીઆ તે થઅઇ, સરજઇ દૂબલ અગ્ય. ૪૩
ગુણ ગાઈ ગુણવતના, તે સુષીઆ સસારય,
પરભવિ સૂર સૂષ ભોગવઈ, જિહા બહુ અપછર નારય ૪૪
જો હીત વછઇ આતમા, તો પરનધા ટાલિ.
મુષ્યથી મીઠૂ બોલીઇ, ભટક ન દીજઇ ગાલિ ૪૫
સુગુરૂ વચન સભારજ્યુ, કરજ્યુ પર ઊપગાર,
જઇન ધર્મ આરાધજ્યુ, વ્રત વહઈજ્યુ સિરિ બાર. ૪૬

ઢાલ ૭૯ દેશી—મેગલ માતો રે વનમાહિ વસઇ. રાગ મેવાડો

બાર વરતરે જે નર સિર વહઇ, તે ઘરિ જઈ જઇરે દ્વાર,
મનહમનોર્થ તે વલી તસ ફ્લઇ, મદિર મગલ ચ્યાર ૪૭
બાર વરતનિરે નર સિર વહઇ, આચલી
ભણુતા ગુણુતારે સપઇ સુષ્ય મલઈ, પોહોચઇ મનતણી આસ,
હિવરે હાથીરે પાયક પાલખી, લહીઇ ઊચ આવાસ. બાર. ૪૮
સુન્દર ઘર્ણીરે દીસઈ સોભતા, બહઇની બાધવ જોડય,
બાલિક દીસઇરે રમતા બારણાઈ, કુટુબ તણી કઇ કોડય બા ૪૯

દીપ જંબુઅ માહાષેત્ર ભરતિ ભલુ, દેસ ગુયરાતિમ્હા સોય ગાસ્યુ,
ગય વીસલવડો ચ્યતુર જે ચાવડો, નગર વિસલ તિણઇ વેગી વાસ્યુ.
પૂન્ય. ૫૦

સોય નગરિ વસઇ પ્રાગવસિ વડો, મહઇહરાજનો સુત તે સીહ સરીષો,
તેહ ત્રબાવતિ નગરવાશિ રહ્યુ, નામ તસ સઘવી સાંગણુ પેષો.
પૂન્ય. ૫૧

તેહનિ નદનિ ઋષભદાસિ કહ્યુ, નગર ત્રબાવતી માહિ ગાયુ,
પૂણ્ય પૂર્ણ ભયુ કાજ સઘરો થયુ, સકલ પદાર્થસાર પાયુ.
પૂન્ય. ૫૨

—અતી શ્રી વરતવીચાર રાસ સપૂર્ણ સવત ૧૬૭૫ વર્ષે ચઇત્ર વદિ ૧૩ ગુરૂવારે લષીત. સઘવી ઋષભદાસ સાગણ૦ ગાથા૦ ૮૬૨ (સ્વલિખિત)

[ વિ ધ. ૫૪-૧૧,—ચોપડો નાનો પૃ ૬૦-૧૧૯ ]

**(૩૯૪) સુમિત્ર રાજર્ષિ રાસ.** સ ૧૬૬૮ પોશ શુદ ૨ ગુરૂવાર, ખભાતમા.

આદિ— દુહા.

શ્રી જિનધરમ પ્રકાસીઓ, સ્વામી ઋષભ જિણદ,
દાનશીલ તપ ભાવના, સુણતા અતિ આણદ ૧
સકલ ધરમ મુખ્ય મહીઈ, જગમા ઉત્તમ દાન,
દેતા નવનિધિ પામિઈ, પરભવ અમર વિમાન ૨
એક દાન તસ પચ ભેદ, સુણયો સહુ નરનારિ,
અભયદાન સુપાત્રથી, વસિઇ મુગતિ મઝાર. ૩
ઉચિત અનુકપા કિર્તિથી, જિન કહઇ ભોગ લહત,
રાજ રિદ્ધિ સુખ સપદા, પામે સુખ અનત ૪
દાન સુપત્તે દેઅતા, કિણિ પામ્યો સુખ વાસ,
રાજા સુમિત્ર સુખીઓ થયો, સુણયો તેહનો રાસ ૫

૫. જ્યોતિવિજયગણી લિખિત્ય સ્વવાચનકૃતે મંગલ ભૂયાત્. લેખક પાઠકયો શુભભવતુ. ચિર નદતુ ઇય પુસ્તિકા, શ્રી નવસારીનગરે કલ્યાણમ.)

(ડેકન કૉલેજ લાયબ્રેરી નં. ૯૦૦) ૧૮૯૨-૧૮૯૫.

—ઇતિશ્રી દાનોપરિ સુમિત્ર રાજઋષિ રાસ સંપૂર્ણ. સંવત ૧૭૭૦ વર્ષે આસો સુદ ૭ ભૌમે. પંડિતશ્રી ૫ શ્રી વિમલવિજયગણિ તત્શિષ્ય મુનિ વિનીતવિજયેન લિખિત જાબાલ નગરે ૧૫-૧૫ ઘો.

**(૩૯૫) સ્થૂલિભદ્ર રાસ.** સં. ૧૬૬૮ દિવાળી, શુક્ર. ખંભાતમાં

**અંતે—**

ઢાલ-(રામ ભણઇ હરી ઉઠીઈ) રાગ રામગ્યરી.

થુલિભદ્ર ગુણ ગાઇઇ, શ્રી ગુરૂ ચર્ણ પસાયેરે,
શ્રી વિજઇસેન સુરીસ્વરૂ, તે ગરૂઉ ગરૂરાયરે.
સુર જેહના ગુણ ગાયરે, નામિ નવનીધ્ય થાયરે,
અમરિ પાતગ જાયેરે, હુ વદૂ તસ પાયરે.
ગુરૂ ગરૂઉ ગુરરાજીઓ ૧૭
સાલિ થુલિભદ્ર જોડલી, વઇરાગઇ વઇહરઈ કુમારરે,
ત્ય મધિ ગઉતમ અવતર્યો, જસ ગુણ અંત ન પારરે.
સયમ ષડાની ધારરે, કરતો ઉગ્ર વિહારરે,
લ્યઇ મુની સુધ તે આહારરે. ગુરૂ. ૧૮
ઉપશમરસમાહિ ઝીલતા, ટાલઇ કુમત અંધાર,
મધુર વચન દીઈ દેસના, વાણી સુધારસ સારરે.
આગમ અર્થ ભડારરે, પચ મહાવ્રત ધારરે,
ટાલઈ કામવિકારરે, શાસન રાષણહાર. ગુરૂ. ૧૯
તેહનિં પાટિં પ્રગટીઓ, શ્રી વીજઇદેવ સુરચંદરે,
કુમત તિમરનિ રે ટાલવા, ઉદયો પુન્યમચંદરે,
મોહનવલીનો કંદરે, ચેપઈ પરમ આનદરે,
સેવઇ સકલ સુરચંદરે. ગુરૂ. ૨૦

(૩૯૫ક) **નેમિનાથ નવરસો** સ. ૧૬૬૭ પો. શુ ૨ ખભાતમા.

આદિ—	રાગ ધન્યાશ્રી

સરસતિ સામિની પાય નમીજી, ગાસ્યુ નેમ જિણુદ,
સમુદ્રવિજય કુલ ઊપનોજી, પ્રગટ્યો પ્રતિમચદ,
—સુણો નર નેમ સમો નહિ કોય ૧

× × × ×

અંતે—

એહવા જિનવર વંદો મદા, જેહથી લહઇ નર ન આપદા,
રાજુલ તારી જિણુ જિણરાજ, આપ તર્યા સાર્યા સવી કાજ ૭૦
સવત સોલસડસઠામાંહિ પોસ માસ સુદ બીજ ઉચ્છાહ,
ખભનયર ગુરુરાજ પસાઉ, જિન સથવિઉ મન ઉલ્લાસ ૭૧

કલસ

ઇય નેમજિનવર પુણ્યદિનકર, સકલગુણમણિસાગરો
જસ નામ જપીયઈ કરમ ખપિયે છુટે ભવસાગરો,
તપગછ મુનિવર સયલ સુખકર શ્રી વિજયસેન સુરીસરો
તસ તણો શ્રાવક ઋષભ બોલે, થુણ્યો નેમિ જિનેશ્વરો. ૭૨

—લિ શ્રી હર્ષરત્નજી શ્રી બુર્હાણપુર મ'ધ્યે ૫–૧૨ પ્ર.કા ન ૨૫૩.

(૩૯૬) **કુમારપાલ રાસ.** સ ૧૬૭૦ ભા૦ સુ ૨ ગુરૂ ત્રબાવતી (ખભાત)મા.

આદિ—

સકલ સિદ્ધ ચરણે નમુ, નમુ તે શ્રી ભગવત,
નમુ તે ગણુધર કેવલી, નમુ તે મુનિવર સત ૧
નમુ તે શ્રી જિન બિબને, નમુ તે સૂત્રસિદ્ધાત,
નમુ તે ચતુરવિધ સઘને, નમુ તે નર મહન ૨
નમુ તે કિરિયાપાત્રને, નમુ તે તપીઆ પાય,
નમુ ને નર શિલવતને, જ્યમ સુખ શાતા થાઅ. ૩

અંતે—

હીચ્યરે હીચ્યરે હીંઈહી ડોલડા—એ દેશી

પુણ્ય પ્રગટ ભયો, પુણ્ય પ્રગટ ભયો, તો મુઝ મનિ મતિ એહ આની,
રાસ રંગઇ કર્યો, સંસારસાગર તર્યો, પુણ્યની કોટડી મુઝ ફાવી—૫

સોલ સંવત્સરિ જાણુ વર્ષ સીત્યરી,
ભાદ્રવા સુદિ સુભ બિજ સારી,
વાર ગુરૂ ગુણ ભર્યો, રાશિ ઋષભઇ કર્યો,
શ્રી ગુરૂ સાથઇ બહુ બુદ્ધિ વિચારી ૬ પુ.

દીપ જંબૂઅ મહિખેત્ર ભરતિ ભલો, દેશ ગુજરાતિમા સોય ગાજ્યુ,
રાય વીસલવડો ચતુર જે ચાવડો, નગર વીસલ તિણઈ વેગ વાસ્યુ.
૭ પુ.

સોય નગરિ વસઇ, પ્રાગવંશિ વડો,
મહરાજનો સુત તે સીહ સરિખો,
તેહ ત્રંબાવતી નગરઈ વાસો વસઈ,
નામ તસ સંઘવી સાંગણ પેખો. ૮ પુ.

તેહનઈ નંદનઈ ઋષભદાસે કહ્યો,
નગર ત્રંબાવતી માહિ ગાયો,
કુમર નરેસર, રાજઋષિ મિરહધર,
નામથી નવઇ નિધાન પાયો. ૯ પુ

—ઇતિ શ્રી કુમારપાલ ઋષિરાસ સંપૂર્ણં સર્વ ગાથા ૪૬૯૮ ગ્રથાગ્રથ શ્લોક ૫૮૦૦ સં. ૧૮૪૫ વર્ષે મહા વદિ ૨ દિને બુધવાસરે પૃ. ૧૫૪ પં. ૧૫ આ ક.

—પંડિત શિરોમણિ પંડિતશ્રી ૫ શ્રી સુરકુશલ ગણિ શિ૦ ચરણપંકજ મધુવ્રતાયમાનેન ગણિ વિબુધકુશલેન, લિપીકૃત. સં. ૧૭૦૪ વર્ષે ફાગુણ વદિ ૩ ગુરૌ. શ્રી કચ્છદેશે ધમડકા નગરે—મહારાય શ્રી ખિંગારજી વિજય રાજ્યે. ૧૫૮-૧૫ આ

છેદન ભેદન તે નવી પામે તે કહીઈં નહી દુષીઓ,
જાતે પચેંદ્રિય સુખ વિલસે, તે નર સઘલે સુખીઓ ૮૮
હૂં સુખીઓ સૂખ પામ્યો, હૂં સમઝ્યો જીવવિચારજી,
પહનો પાચમા ગુરૂ આધારજી. ૮૯
શ્રી વિજયાનંદ સૂરીશ્વર સમર્યો, તપગછ ઠાકુર વારૂજી,
હીરપટોધર હાથે દીક્ષા, ભવિક લોકનો તારૂજી ૯૦
જનમતણો જે છે ભૂમિચારી, પરણ્યો સયમ નારીજી,
ક્રોધ માન માયા નહિ મનમા, આગમ અર્થ વિચારીજી ૯૧
તુઝ ચરણે શિરિ નામે કવિતા, તત્ત્વભેદ લહે સારજી,
ગુરૂ આધારે જ્ઞાન લહીને કીધો જીવવિચારજી. ૯૨
સવત સોલછયોત્યેર્યા વરષે, આસો પૂનિમી સારજી,
ષભ નયરમાહિ નીપાઉ, રચીઓ જીવવિચાર ૯૩
સઘવી શ્રી મહિરાજ વષાણૂ, પ્રાગવશ વડવીસોજી,
સમકીત સીલ સદાશ કહીઈ, પૃણ્ય કરે નિસદીસોજી ૯૪
પડીકમણુ પૂજા પરભાવન પોષધ પરઉપગારીજી,
વીવહાર શુદ્ધ ચૂકે નહી ચતુરા શાસ્ત્રસુ અર્થ વિચારીજી. ૯૫
મહેરાજનો સૂત સઘવી સાંગણ, વીસલ નગરનો વાસીજી,
જૈન ધર્મમાહિ તે ધોરી, ન કરે વિકથા હાસીજી ૯૬
વ્રત બાર ભણાવે હઇનરે, જીન પૂજે ત્રણ્યિ કાલજી,
પરરમણી પરધનથી અલગા ન દીએ પરને આલજી. ૯૭
તપજપ કીરિયા કહીને, ન ચૂકે મૃષા ન બોલે વાહિજી,
કર્મયોગે આવ્યાઉ તે ઉહોરા, નગર ત્રબાવતી માંહેજી. ૯૮
ઋષભદાસ સઘવી સુત તેહનો, જૈન ધર્મનો રાગીજી,
જાણ હુઓ મુનિવર મહિમાયે, કરે કવિત બુદ્ધિ જાગીજી. ૯૯
સકલ સુનીશ્વરને શરિનામી, પ્રણમી કવિતા પાયજી,
અરિહતદેવ ભણે આરાધી, સમરી બ્રહ્મ સુતાયજી. ૫૦૦

પુન્ય પસરઇ જાઝૂ જિમ જલમાહિ તેલ, રૂધિરમણી સુર સુખ સુભ બંધવની વેલિ. ૯૦
ઇદ્રી તસ નિર્મલ અતિ પોઢુ તસ આય, ફ્લઈ સુરતરૂ અગણિ કામધેનુ ઘરિ ગાય,
મડપ ઘરિ તોરણુ હાથા કુકમ કેરા, એ રાસ રચતા ફ્લ્યા મનોરથ મેરા ૯૧
નવતત્ત્વ રચ્યા મિ કવિજન ચરણુ પસાયઇ, કાઈ દૂષણુ દેખો ટાલેજ્યો તુમ ત્યાહિ,
હુ બાલિક વાછો તુમ હસ્તી કવિરાય, તુઝ તુઝ ગલિ ઘટા તેણુઈ કાઇ તોડિ ન થાય ૯૨
હસ ગરૂડ પખી આબ મર પખિયા જોય, નામઈ સહુ સરીખા અતર સબલો હોઇ,
આગઈ જે કવિતા હુ પણિ કવિતા નામ, ઇહા અતર જોજો જિસ્યો નેસડો ગામ. ૯૩
વલિ સરિખો જોજે પીત હાટિકનો રગ, પણિ અતર બહુ છઈ જિમ સેઢી નઈ ગગ,
વલિ એણઇ દ્દષ્ટાતઈ હુ મુરિખ તુમ આગઇ, કાઇક બુદ્ધિ પામ્યો ચરણુ તુમારઈ લાગિ. ૯૪

ઢાલ હીંચરે હીંચરે એ દેશી

સકલ કવિ મનિ ધરૂ ભગતિ ગુરૂની કરૂ જેહથી જ્ઞાનના બિદુ પામુ,
વર તપા ગછ પાટિ ગુરૂ હીરનઈ શ્રી વિજયસેનસૂરિ શીશ નામુ. ૯૫ સ૦
જેહનઈ પાટ દીધા પછી વાધીઉ, ગછ ગગજલ પ્રવાહ પ્રરિ
શિષ્ય બહુ શિષ્યણી, શ્રાવક શ્રાવિકા, લીલલક્ષ્મી બહુ તેહ ઘરઇ. ૯૬ સ૦
ભુવન મોટા થયા બિબ ઝાઝા ક્લા જ્ઞાન વૈરાગ્ય ક્રીરિયા જ વાધી,
મોઈ ગુરૂ શિરિ ધર્યો રાસ ઋષભઈ કર્યો, રત્નની ખાણિ મુઝ આજ લીધી. ૯૭ સકલ૦
તેહનઇ પાટિ શ્રી વિજયતિલકસૂરિ શીલ નઇ જ્ઞાન બે પક્ષ પૂરો,
અમૃત બોલઇ નહિ અઇમ બોલઇ નહિ ઇંદ્રીઅ પાચ દમવાજ સૂરો. ૯૮ સ૦

હંસવાહિની તું સહી, વાણી ભાષા નામ,
તું આવી મુજ મુખ વસે, જિમ હોય વાછિત કામ. ૫

ઢાલ ૧

કરજો માતા વાછયુ કામ, પ્રથમ જપુ હું તાહરૂ નામ,
તું મુજ માતા રાખે મામ, બોલુ ભરતતણા ગુણગ્રામ.

* * * *

અંતે—

ઢાલ ૮૪ મી દેશી—દીઠો દીઠો વામાકો—રાગ ધન્યાસી
કીધો કીધોરે મે રાસ અનૂપમ કીધો,
મહીરાજનો સુત સંઘવી સાંગણ, પ્રાગ્વશીય પ્રસિધ્ધોરે કી ૧
દાન શીલ તપ ભાવના ભાવે, શ્રી જિનના ગુણ ગાવે,
સાધુ પુરૂષને શીષ નમાવે, જિનવચને ચિત્ત ભાવેરે કી. ૨
દ્વાદશ વ્રતતણા તે ધારી, જિન પૂજે ત્રણ કાળ,
પોષધ પડિક્રમણા પુન્ય કરતા, જીવદયા પ્રતિપાળરે કી. ૩
સંઘવી સાંગણનો સુત કવિ છે, નામ તસ ઋષભજદાસ,
જનની સરૂપાદેને શિર નામી, જોડયો ભરતનો રાસરે કી. ૪
સવત સોળ અઠયોતરો આખુ, પ્રગટયો પોસજ માસ,
દશમિ તણો દાહડો અતિ ઉજ્વળ, પહોતી મનતણી આશરે કી. ૫
ગુરૂવારે મે રાસ નિપાયો, અશ્વિની તિહા નક્ષત્ર,
સંઘવી ઋષભદાસ એમ ભાખે, ભરતનું નામ પવિત્રરે કી ૬

+ પ્ર૦ આનદકાવ્ય મહોદધિ ભા. ૩.

**(૪૦૧) સમકીતસાર રાસ.** સં. ૧૬૭૮ જેઠ શુદ ૨ ગુરૂ ત્રબાવતી (ખંભાત)મા.

અંતે—

ઢાલ—દેશી કહઇણી કર્ણી તુજ વિણ દ્જે.
આશા પોહોતી મુઝ મન કેરી, રચીઉ સમકીત સારજી,
અક્ષર પદ ગાયા જે જાણુ, તે કવીનો આધારજી.
—આશા પોહોતી મુઝ મન કેરી ૫૮

(૪૦૨) +બાર આરા સ્તવન. અથવા ગૌતમ પ્રશ્નોત્તર સ્ત૦ ૧૬૭૮ ભાદ્રવા શુ. ૨ ત્રંબાવતી (ખંભાત)માં

આદિ—

દૂહા.

સરસતિ ભગવતિ ભારતી પ્રણમી કરિ સાર
આરા બાર તણો વલી કહિસ્યું સોલ વિચાર ૧
વરધમાન જિનવર નમું, જસ અતિશય ચોત્રીસ
સમોસરણિ બેઠા પ્રભુ, વાણી ગુણ પાંત્રીસ. ૨
ગોતમ પૂછિ વીરનિ, પરષદ આરા પ્રતિ
અનેક ભેદ વિવરી કરી, ભાખિ ત્રિભોવન સ્વામિ. ૩

* * * *

અંત—

પૂછ્યાં વચન ક્યાં તે વીરિ, ચિત્તમાં ધરીયાં ગૌતમધીરિ
ભણતાં ગુણતાં સુખ શરીરિ, ઋદ્ધિ વધી ઘર ભરીયા ચીરિ ૭૪

કલશ

એહ સ્તવન કીધૂં નામ દીધૂં ગૌતમ પ્રશ્નોત્તર સહી
સંવત સિદ્ધિ મુનિ અંગ શશિ ભાદ્રવશુદિ દ્વિતીયા લહી ૭૫
તપગચ્છ તિલક સમાન સદ્‌ગુરુ શ્રી વિજયાણંદ સૂરીસરો,
સાંગણનો સુત ઋષભ બોલિ, કહિ સંઘ મંગલ કરો. ૭૬

—સંવત ૧૬૯૦ વર્ષે પોસ શુદિ ૨ રવૌ લખિત વિ ૫ ૪-૧૪
—પ્ર. જૈન. આદિ સમજ ભા. ૩ જો ૪ ૧૧૭-૧૨૫.

આમાં દેશીઓ આ છે—ચતુર મનોહર હીરજીરે—ઢાલ ૩ સુરસુંદરી કહિ ત્રિસ્નાભી, ૪—ભવિ પરમેસર ધીરજો ૫—ઢાલ ધન્યાસી ચોપાઈ—૬ સીતાવણી પરિએ બોલ—૭ પદ્મપ્રભ જિન પૂજ્યપદાર્થ—૮ શાંતિજિન એકાવારે વિનવણી રસિરે—૯ રામ ભણઇ હરિ ઉઠીએ ૧ પ્રણમી ગુરુ સીમ ધરજી—૧૧ સુણ દેસી રાજ રાજેસર—૧૨ ધન્યાસીની.

—સં. ૧૭૨૨ આસો શુ. ૧૫ સોમે લિ. પ ૬-૧ આ. ક. ૫-૧૨ આ. ક.

પ્રથમ પક્ષ ચંદ્રોદઇ તૃતીઆ, ગુરૂવારિં મંડાણુજી,
ત્રંબાવતી માહિ નીપાઓ, વિબુધ કરઈ પરમાણુજી. આશા. ૭૨
શ્રી સંઘવી મહઇરાજ વખાણૂં, વીસલનગરના વાસીજી,
વડા વીચારી સમકીત ધારી, મિથ્યા મતિ ગઈ ન્હાસીજી. આશા ૭૩
તાસ પૂત્ર છઈ નયન ભલેરા, સાંગણ સંઘ ગછધોરીજી,
સંઘપતિ તીલક ધરાવ્યા તેણુઈ, વાંધી પૂજ્યની દોરીજી. આશા ૭૪
બાર વરતના જે અધિકારી, દાનશીલ તપ ધારીજી,
ભાવિ ભગતિ કરઇ જિનકેરી, નવિ નરખઇ પરનારીજી. આશા ૭૫
અનુક્રમિ સંઘવી જે સાંગણ, ત્રંબાવતી માહ આવેજી,
પોષધ પૂણ્ય પડીકમણૂં કરતા, દ્વાદશ ભાવના ભાવઇજી આશા ૭૬
શ્રી સંઘવી સાંગણ સૂત પેખો, ઋષભદાસ ગુણ ગાયજી,
પ્રાગવશ વીસો વીસ્તાર્યો, રીડી માતુ પસાઇજી આશા. ૭૭
ચોવીસઇ જિનનામ પસાયિ, સારદાનો આધારજી,
રીષભદાસ કવી રચના કરતો, કવીઓ સમકીત સારજી આશા. ૭૮
ભણઇ ગુણઇ વાચઇ વચાવઈ, તે ઘરિ ઋદ્ધિ ભરાઇજી,
ઋષભ કહઈ એ રાસ સુણુતા, સમકીત નીર્મલ થાઇજી. આશા. ૭૯

—ઇતિ શ્રી સમકીતસાર રાસ સમાપ્ત. ગામ ત્રંબાવતી મધ્યે લખીત સંવત્ ૧૬૭૯ વર્ષે વૈશાખ શૂદિ ૩ બુધે ૩ ડૅા. લાય. ન. ૧૪૭૪-સને ૧૮૮૭-૯૧.

યાદ્રશ પુસ્તક દર્ષ્ટા તાદ્રશ લિખિત મયા
યદિ શુદ્ધ મશુદ્ધ વા મમ દોષો ન દીયતે
ભગ્ના પૃષ્ટી કટીગ્રીવા નેત્રસ્થાયધોમુખ
કષ્ટેન લખિત શાસ્ત્ર યત્નેન પરિપાલયેત્
જલાત્ રક્ષેત તૈલાત્ રક્ષેત, રક્ષેત સ્થલબંધનાત
પરહસ્તગતા રૂક્ષેત્ એવ વદતિ પુસ્તિકા. ૧૩

શ્વેતાંબરે લઘુશાખાયા લેખક કાન્હજી લખીત.

(૪૦૩) પૂજાવિધિ રાસ. ૧૬૮૨ વૈશાખ સુદ ૫ ગુરૂ ખભાતમા

આદિ— દુહા.

સરસ વચન દિઉ સરસ્વતી, સમરચાં કરજે સાર,
તુ તુઠિ મુખિ આપજે, વાણિનો વિસ્તાર. ૧
પદ પૂર્ણ અખ્યર સમા શબ્દ સાર ગુણુ પરમ
આપે સુગણિ સાર દાન લહું પુરો ભરમ ૨
ભેદભાવ ભલ ઊપજઈ, તુસઈ જો તુ પરાય,
બ્રહ્મસુતા કમલિ વસઇ, તો મનિ ચ્યત્યુ થાય. ૩
વાધેસ્વરિ વાણિ વિના વચન હોઇ કિમતત,
સૌમ્ય દૃષ્ટિ હોઇ સારદા, વચન વાણિ દીપત ૪
ષોભ ન પામઇ બોલતો, પૂછયા ઉતર દેહ,
સકલ શભા રજઈ ઘણુ, ચત્યુ કાજ કરેહ. ૫

* * * *

અતે—

મિ મનસ્યુધિ રચીઓ રાસ, ફલ્યો મનોરથ પોહોતી આસ,
ત્ર'બાવતિમા જોજ્યો સહિ, સુણી પુરૂપ સહુ ગહમહઇ. ૫૯
સવત બાહુ સિદ્ધિ અગચદ, શબ્દ આણુતા રગ
વહઇખ્યાપ શુદિઇ જલ પચમી, ગુરૂવારિ મતિ હુઈ સમી ૬૦
જોડયો મિ પૂજાવિધિ રાસ, બ્રહ્મસુતાઇં પૂરી આસ
ભાખઇ કવિના ઋષભદાસ, સુણુતા ઘરિ કમલાનો વાસ ૬૧

ઢાલ. કહરણી કહરણી તુઝવિણુ સાચો, રાગ ધન્યાસી.

ઘરિ કમલા કતા નિ ભ્રાતા, માતતાત સુત સાગેજી
હઇ ગઇ રથ અવરિ ગુણવતી, અનિ પોઢો પરિવારોજી. ઘરિ. ૬૨
સાર વસી સઘલી ઘરિ લહિઇ, ગુરૂનામિં ગહગહીઇજી
શ્રી વિજયાણુદ સુરી શિરોમણી, નામઇ નવનિધિ સહીઇજી. ઘરિ. ૬૩
તપગછ નાયક સ્યુભ સુપદાયક ઉપશમ રસનો દરિઓજી,
તેહતણા પદપકજ પુજી, રાસ પૂજાવિધિ કરિઓજી. ઘ૦ ૬૪



ચોપઈ

નૃપ શ્રેણિકનો ગાસૂ રાસ, ભણતા ગુણતા પોહુચઈ આસ,
કવણુ દીપ કોણુ ખેત્રે વાસ, કેહેસૂ દેમ નગરવલી તાસ. ૮

× × × ×

અંતે—

રાસ રચ્યો રગિ કરી, નાભી કજિન ભીમ,
હું બાલક છુ તુમતણો, તુમથી લહુ જગીમ ૧૮૦૭

॥ ઢાલ ॥ ચદનભરીરે તલાવડી રાગ મેવાડુ

તુમ નામિ સુખ પામીઈરે, ગુરુનામિ ગુણ હોઇ સોભાગી,
શ્રી વિજ્યઆનદનિ નમુરે, તપગચ્છ નાયક સુય સો૦
કરિ કરિ સેવા ગુરુતણી.

તપ તેજિ કરી દીપતુરે, વઇરાગી લઘુવેશ, સો૦
ભવિજન લોકનિ તારવારે, વીચરઈ દેશ વદેશ. સો૦ કરિ૦
માહા ભાગ્યેગ નર એહનુરે, સદ્કો નમિઉ પાય, સો૦
ઋષભિ રાસ રચ્યો સહીરે, શ્રી ગુરુ ચરણ પસાય સો૦ ૧

॥ દુહા. ॥

ગુરનામિ જસ પામીઉ, પ્રમાણી આધાર,
શ્રી નવકાર મહીમા થકી, વરત્યો જઈ જઈ કાર ૧૧

॥ ઢાલ ॥ હીચોરે હીચો

કામ સીધા સહી, કામ સીધા સહી, શ્રીઅ શ્રેણિકનૃપ રાસ કીધો,
એહ ત્રબાવતી માહિ ગાયો સહી, નગર સઘલા માહિ જે પ્રમાધો,
કોટ ત્રબાતણો દિવ્ય કીધો, કામ સીધા સહી કામ૦ ૧૨
તપન તરપોલીઉ, કોટ બરજિ ભજ્યો, સાયર લહઇરિ બહુ વહાણુ આવઇ;
વસત વિવહારીઆ, કનકકોડે ભર્યા, ઉઠિ પરભાતિ જિનમદિર જાવઈ,
શ્રીઅ દેવગુરુતણા, ગુણહી ગાવઈ. કામ૦ ૧

જેહ જોડી ગુણ જિન તણ ગાઈ, તેહનુ પુણ્ય કાઇ લખ્યુ ન જાઈ. સ૦
જોડી વીરતણા ગુણ ગાવઈ, તીર્થંકર ગણધર પદ પાવઈ સ૦
ઈદ ચક્રી ઇમિપણ્ અજે કહીઇ, તિહની રિદ્ધતો હાથમ્હા લહીઇ સ૦
તેણઇ કારણિ શ્રેણિકનો રાસો, જોડી ગાઇ કવી ઋષભદાસો સ૦
પ્રાગવસિ સવનીજ મઇહિઈરાજે, તેહ કરતા બહુ ધર્મના કાજે,
સઘવી સાગણ સુત વલી તાસો, અરિહત પૂજઇ જિનવીરના દાસો,
સાગણ સુત કવિ ઋષભજદાસો, કરત શ્રેણિક નરરાયનો રાસો
ગણુતા ભણુતા સુણુતા સારો, સકલ સઘનિ જાઈ જઇ કારો ૧૮૩૯

– ઇતિશ્રી શ્રેણીકરાસ સપૂર્ણ, શ્રીરસ્તુ સઘવી ઋષભદાસ કૃત રાસની ટીપ લખીઇ છઈ

* * * *

( ટીપ ઉતારી છે. )

સવત ૧૬૯૭ વર્ષે માઘ વદિ અષ્ટમી રવિવાસરે સા યકા વીરાના પાના આણીનિ ઉતારો છ । લખિત ગાંધી માધવસુત વર્ધમાન પઠનાર્થં રામજી.

—સ ૧૭૫૯ વર્ષે માહ વદિ ૧૩ બુધે ભટ્ટારકશ્રી વિજયપ્રભસૂરિ પટ્ટે સકલપુરદર ભટ્ટારક શ્રી વિજયરત્નસૂરીશ્વરરાજ્યે મહોપાધ્યાય શ્રી વિમલવિજય ગણિ શિષ્ય પડિત શુભવિજય ગણિ તત્ શિષ્ય પ રામવિજયેન લિપીકૃત શ્રી સૂર્યપુર નગરે—૬૬–૧૫ પ્ર. કા૦ ન ૩૭૫

**(૪૦૫) +હિતશિક્ષા રાસ.** સ. ૧૬૮૨ માહ સુદ ૫ ગુરુ ખભાતમા
**આદિ—**

કાસમીર મુખમડણી, ભગવતિ બ્રહ્મસુતાય,
તું ત્રિપુરા તું ભારતી, તું કવીજનની માય ૧
તું સરસતિ તુ શારદા, તુ બ્રહ્માણી સાર,
વિદુષી માતા તુ કહી, તુઝ ગુણનો નહિ પાર ૨
હસગામિની તું સહી, વાઘેશ્વરી તું હોય,
દેવિ કુમારી તુ સહી, તુઝ સમ અવર ન કોય. ૩

જાણે પુણ્ય પાપની વાત, સાધુધર્મ શ્રાવક અવદાત,
ભવ્ય અભવ્ય જ્ઞાની ઓલખે, મૂરખ અણુસમજુ સહુ ભખે. ૧૨
તેણે જ્ઞાન અધિક કહેવાય, લહે શારદતણે પસાય,
વેદપુરાણ પિંગલતો થયું, પ્રથમ નામ શારદનુ ગ્રહ્યુ ૧૩
કવિત કાવ્ય ને ગાથામાહિ, ભાષા વિણ નવિ ચાલે ક્યાહિ
આગમ ચરિત્ત રાસ ને ભાસ, સચરાચર જગ તારો વાસ ૧૪
તુ પુત્રી છો બ્રહ્માતણી, તાહારી શોભા દીસે ઘણી,
અખરૂ રૂપ સુકોમલ અંગ, તું માતા મુઝ રાખે રંગ ૧૫
ગુણ તાહારા નવિ લાધે પાર, તું કરજે કવિજનની સાર,
આજ હુઓ હૈડે ઉલ્લાસ, નીપાઉં હિતશિક્ષા રાસ ૧૬

* * * *

અંતે—

ઢાલ ઉલાલાની દેશી રાગ ધન્યાશ્રી

કહ્યો હિતશિક્ષાનો રાસ, પહોતી મનડાતણી આશ,
મંદિર કમલાનો વાસ, ઉત્સવ હોયે બારે માસ ૧
સુણતા સુખ બહુ થાય, માને મહોટા એ રાય,
રૂપ બહુ મંદિરમાય, લહે હયગય વૃષભો ને ગાય ૨
પુત્ર વિનીત ધરે બહુય, શીલવતી ભલી વહુય,
શકટ ઘણા ઘરે બહુઅ, કીરતિ કરે જગ સહુઅ ૩
એ હિતશિક્ષાનો રાસ, સુણતા અબલ ઉલ્લાસ,
કર્યો ખંભાયતમા તાસ, જિહા બહુ માનવવાસ ૪

સર્વ ગાથા ૧૮૨૬

ઢાલ ચોપાઈની દેશી

ઘણા લોક વસે છે ત્યાહિ, રાસ રચ્યો ત્રંબાવતી માહિ,
સકલ નગરને નગરી જોય, ત્રંબાવતી તે અધિકી હોય ૧
પછી જેમ હીરવિજયસૂરિના રાસમા છે તેમ આ પછી જુઓ
આગલ ખંભાતનુ વર્ણન છે, ( પૃ. ૪૪૫-૪૪૭ ) પછી

સાતક્ષેત્ર પોષી પુણ્ય લેઉં, જીવકાજે ધન થોડુક દેઉ ૨૫
ઇમ પાલું શ્રાવક આચારો, કહેતા લઘુતા હોયે અપારો. ૨૬
પણ મુઝ મનતણો એહ પરિણામ, કોઇક સુણિ કરે આતમક્ષમ ૨૭
પુણ્યવિભાગ હોયે તિહા મહારે, ઇસ્યુઅ ઋષભ કવિ આપ વિચારે ૨૮
પર ઉપકાર કાજ કહિ વાત, ધર્મ કરે તે હોયે સનાથ ૨૯
ઋષભદાસે એ જોડિયો રાસો, સંઘ સકલ તણી પહોતી આશો
—વદિયે—૩૦

—ઇતિ શ્રી સંઘની ઋષભદાસ કૃત હિતશિષ્યા સંપૂર્ણ ગાથા ૧૮૬૨ ગ્રંથાગ્રે ૨૩૨૫ સંવત ૧૮૫૬ વર્ષે આસુ માસે કૃષ્ણપક્ષે તૃતીયા તીથૌ નિશાપતિ વાસરે લિપીકૃતમ્ સવિજ્ઞ પં શ્રી ૫ ન્યાનચંદેણ લિષિતમ્ શ્રી ભાવનગર બંદરે શ્રીરસ્તુ ભદ્ર ભૂયાત્-કલ્યાણમસ્તુ. શ્રી ઋષભદેવ પ્રશાદાત્ લેખકપાઠકયો ચિરંજીયાત્—પૃ ૬૯-૧૩ આ૦ ક૦
(પછી ટીપ ગ્રંથની છે)

—પ્ર૦ ભીમશી માણેક

(આ હિતશિક્ષા રાસનું રહસ્ય જૈનધર્મપ્રકાશમા સારરૂપે શેઠ કુંવરજી આણંદજીએ લખી કટકે કટકે પ્રકટ કર્યું હતુ અને તે જુદુ પુસ્તકાકારે પણ જૈન ધ. પ્ર સભા તરફથી પ્રકટ થયુ છે આમા સોરઠા દુહા, છપ્પા એ છંદો ઉપરાંત નયસુંદરના સુરસુંદરી રાસની ઢાળો નામે 'સુરસુંદરી કહે શિરનામી,' તેમજ છાનોરે છૂપીને કંતા કિહા રહ્યોરે (આ કા મહોદધિ મૌ ૩ જુ પૃષ્ઠ ૨૭૩), સમયસુંદર કવિની પ્રત્યેક-બુદ્ધ રાસ પૈકી પ્રસિદ્ધ ઢાળ નામે 'હવે રાણી પદમાવતી' વગેરે તેમજ વિજયપ્રભના ગૌતમરાસની 'જિમ સહકારે કોયલ ટહુકે' એમ પોતાના પૂર્વગામી કવિઓની ઢાળો લઈ પોતે ઢાળો-દેશી દેશીઓ કરી છે આ રાસમા પુષ્કળ સુભાષિતો મળી આવે છે)

**(૪૦૬) રોહણિઆ મુનિ રાસ** સં ૧૬૮૪ પોસ શુ. ૭ ગુરૂ ખંભાત
**આદિ—** દુહા

સારસ કોમલ બુદ્ધિ ભલી, આલે વચન પવીત્ર,
સરસતિ ભગવતી ભારતી, કરજે મુખ પવીત્ર ૧

તપગચ્છ નાયક સવિસુખદાયક, વિજયાણંદ ગુણધારીજી,
મીઠી મધુરી જેહની વાણી, જેણિ તાર્યા નરનારીજી. ૪૧
શ્રાવક જેહનો સમકિત ધારી, પૂજઇ જિનવર પાયજી,
પ્રાગવસ સાંગણ સુત સોહઇ, રિષભદાસ ગુણગાઇજી. ૪૨
સવત દિગ દિગ રસ ભૂભાનુ ૧૬૮૪ પોસ માસ તિહા સારોજી,
ઉજવલ સાતમિ દોષ રહિત છઇ, પ્રગટ ઉદય ગુરૂવારોજી. ૪૩
ભલો સવછર વિક્રમ ત્યારિ, વરસિ ઝાઝા મેહોજી,
સુલક્ષ્ય સુગાલ હુઓ જગમાહિ, દીપઈ પુરૂષના દેહોજી ૪૪
શુભ લગનિ નઈ સાર નષ્યત્રિ, કીધો રાસ રસાલોજી,
રિષભ કહિ રોહણિઆનામિ, સુખ પામઇ ચિરકાલોજી. ૪૫

—ગાથા ૩૪૫ સ્વલિખિત પ્રત–વિ ધ ૧૭–૧૦.

આની અદર દેશીઓ આ પ્રમાણે છે—ચોપઇ, ૨ એક આલ્યો અણુનો દાણોરે. ૩ ચદાણ્યની, ૪ લકામા આવ્યા શ્રી રામરે, ૫ ઉલાલાની, ૬ ચોપઈ, ૭ સૂરસુંદરિ કહઇ મિર નામી, ૮ ચાલ્ય ચતુર ચદ્રાનની, ૯ તો ચઢી ધનમાન ગજે, ૧૦ નાચતી જિનગુણ ગાય મંદોવરી, રાવણ વેણા વાહઇ–રાગ ગોડી ૧૧ કાહાન વજાડઇ વાસલી ૧૨ ચોપઇ ૧૩ ત્રિપદીનો ૧૪ વીજય કરી ઘરિ આવીઆ ૧૪ ચોપઈ ૧૫ ચોપઈ ૧૬ મુકાવોરે મુઝ ઘરનારિ રાગ મારૂણી ૧૭ પૂણ્યવતા જગી તે નરા. ૧૮ ચોપઇ ૧૯ કહઇણી કરણી તુઝ વ્યણ સાચો

**(૪૦૭) હીરવિજય સૂરિના બારબોલનો રાસ.** સ. ૧૬૮૪ આ૦ વ. ૨ ગુરૂ.

**આદિ—** (દુહા)

ગઉતમ ગણધરગુણ સ્તવુ, સારદ તુઝ આધાર,
બાર બોલ ગુર હીરના. વ્યવરી કહું વીચાર ૧
બાર બોલ કે બાર મેઘ, કઈ બારહ આદીત્ત,
બાર ઉપાગ એહનિ કહું, હીરવચન બહુ વીત. ૨

(૪૦૮) મલ્લિનાથ રાસ. સં. ૧૬૮૫ પોષ શુદિ ૧૩ રવિવાર ખંભાતમાં.

આમાં અંતમાં ખંભાતના તે વખતના ધોરી શ્રાવકોનો પરિચય આ પ્રમાણે આપ્યો છે—

---

બંને વચ્ચેનો વિરોધ તો બહુ જૂનો હતો, પણ સં. ૧૧૭૬ માં સિદ્ધરાજના દરબારમાં વાદિ દેવસૂરિ અને કુમુદચંદ્ર (દિગંબર) વચ્ચેના શાસ્ત્રાર્થમાં દિગંબરોને હરાવી ગુજરાતના રાજ્યની હદપાર કરાવ્યા તે પછી એમને બેઉને કામ કરવાના ક્ષેત્ર બહુધા જુદા પડી ગયા હતા ને તેથી એમના વચ્ચેનો વિરોધ પણ મોળો પડી ગયો હતો, પણ સોળમા શતકમાં લુંકામત અને બીજા મત નીકળ્યા પછી એક ત્રીજાજ વિરોધીઓ સાથેનો વિરોધ પ્રબળ થઈ પડયો હતો શ્વેતાંબર મતના ગચ્છો વચ્ચેની મતામતી પણ પ્રબળ થઈ પડી હતી આવા અનેક વિરોધોને લીધે જૈનધર્મ માનનારા જુદા જુદા મતો વચ્ચે વેરવિરોધ એટલો પ્રબલ થઇ પડયો હતો કે જોખમદાર આચાર્યોને વચ્ચે પડયા વગર ચાલે નહિ. તપગચ્છના આચાર્ય વિજયદાનસૂરિએ (ધર્મસાગર કૃત) કુમતિકંદ કુદ્દાલ ગ્રંથ સભાસમક્ષ પાણીમાં બોળાવી દીધો હતો અને તે ગ્રંથ કોઈની પણ પાસે હોય તો તે અપ્રમાણ ગ્રંથ છે, માટે તેમાંનુ કથન કોઇએ પ્રમાણભૂત માનવું નહિ. એવું જાહેર કર્યું હતું એ ઉપરાંત તેમણે **'સાતબોલ'** એ નામે સાત આજ્ઞાઓ જાહેર કરીને એકબીજા મતવાળાને વાદવિવાદની અથડામણ કરતા અટકાવ્યા હતા, પણ આટલાથી વિરોધ જોઇએ તેવો શમ્યો નહિ એથી વિજયદાનસૂરિની પછી આચાર્ય પદવી પામેલા હીરવિજયસૂરિએ સાત બોલ ઉપર વિવરણ કરીને 'બારબોલ' એ નામે બાર આજ્ઞાઓ જાહેર કરી હતી પ્રમાણ અને દૃષ્ટાંત વડે એ બાર બોલનો હેતુ સ્પષ્ટ કરવાને ઋષભદાસે આ રાસ રચ્યો છે ( મ૦ બ૦ ) આ બાર બોલ માટે જુઓ જૈન શ્વે. કો હે નો ઐતિહાસિક અંક ૧૯૧૫ ના જેળા ૭-૯ અંક.

શારદ ભાષા ભારતી, તે તાહરો આધાર. ૭
સિદ્ધસેન દિવાકરૂ, સમરિ તાહરૂ નામ,
વિક્રમ નૃપ પ્રતિબોધિયો, જિણે કીધા બહુ કામ ૮
હેમસૂરિ વદને વસિ, હવી વચનની સિદ્ધિ,
ગ્રંથ ત્રિકોટિ તિણે કીઓ, ઈસી ન કેહની બુદ્ધિ ૯
શ્રી હર્ષ તુજને નમે, શારદ નામજ સોળ,
નૈષધ ગ્રંથ તિણે કર્યો, બોલ્યો વચનકલ્લોલ. ૧૦
પંડિત માઘ મહિમા ઈસો, જગ કીરતિ કાલિદાસ,
તુ તુઠી ત્રિપુરા મુખે, પોહોતી તેહની આશ. ૧૧
શોભનબંધુ ધનપાળને, ઉપજાવ્યો આનંદ,
ધારાપતિ તિણે બૂઝવ્યો, વાંકો ભોજનરિંદ. ૧૨
એહવી સુંદર શારદા, સમર્યે સીધા કામ,
પઢમ જિનેસ્વર સુખકર, સમરૂ તેહનુ નામ ૧૩
પ્રથમ રાયરિષિ કેવળી, પ્રથમ ગોચરી ગ્નાન,
યુગલાધર્મ નિવારીઓ, પ્રથમે દીધો દાન ૧૪
દેશ નગર પુર વાસિયા, પરણ્યા પ્રથમ જિણંદ,
કળા કરમ સહુ શીખવ્યુ, સકળ લોક આણંદ. ૧૫
મુગતિ દીધી તે માયને, ઉદ્ધરીઓ શ્રેયાસ,
પુત્ર હુઆ સો કેવળી, ધન ધન તાહરો વંશ. ૧૬
દશ હજાર મુનિસુ વળી, મુગતિ ગયા ભગવંત,
અનેક જનને ઉદ્ધર્યા, ઋષભદેવ ગુણવંત ૧૭
સમરૂ તે ભગવંતને, ગણધર કરૂ પ્રણામ,
કેવલગ્નાની મુનિ નમુ, સમર્યે સીઝે કામ ૧૮
શીલવંત તપીઆ મુનિ, હું પણ તેહનો દાસ,
સકળ સિદ્ધ સમરી કરી, રચુ હીરનો રાસ. ૧૯

* * * *

( ઋષભદાસ. )

દિશિ આગળ લેઇ ઇંદ્રિ ધરો, કાલ સોય તે પાછળ કરો,
ટવણુ સવત્સર ચાગ્રે વળી, ત્યારે રાસ કર્યો મન રલી ૭
( ૧૬૮૫ )

વૃક્ષમાહિ વડો કહેવાય, જેણે છાહિ નર દુષ્ટ પલાય,
તે તરૂવરને નામે માસ, કીનો પુણ્ય તણો અભ્યાસ. ૮
( આસો માસ )

આદિ અખ્યર વિન કો મમ કરો, મધ્ય વિના સહુએ આદરો,
અતિવિના સિરિ રાવણ જોય, અજુઆલી તિથિ તે પણ હોય. ૯
( દશમ )

સકલ દેવ તણો ગુરૂ જેહ, ઘણા પુરૂપને વલ્લભ તેહ,
ધરે આવ્યો કરી જયજયકાર, તેણે વારે કીધો વિસ્તાર. ૧૦
( ગુરૂવાર )

દીવાલી પહેલું પરવજ જેહ, ઉદાઇ કેડે નૃપ બેઠો તેહ,
બેહુ મળી હોયે ગુરૂનુ નામ, સમર્યે સીઝે સઘળા કામ. ૧૧
( વિજયાણંદ સૂરિ )

ગુરૂ નામે મુજ પોહોતી આસ, ત્રબાવતીમા કીધો રાસ,
મકલ નગર નગરીમા જોય, ત્રબાવતી તે અધિકી હોય. ૧૨
સકલ દેસ તણો શિણગાર, ગુર્જ્જર દેસ નગ પડિત સાર,
ગુર્જ્જર દેસના પડિત બહુ, ખભાયત આગળ હારે સહુ. ૧૩
જિહા વિવેક વિચાર અપાર, વસે લોક જિહાં વર્ણ અઢાર,
ઓળખાયે જિહા વર્ણાવરણ, સાધુ પુરૂપના પૂજે ચરણ ૧૪
વસે લોક વારૂ ધનવત, પહેરે પટોળા નર ગુણવત,
કનકતણા કંદોરા જડયા, ત્રિણ્ય આંગળ તે પુહુળા ઘડયા, ૧૫
હીરતણો કંદોરા તળે, કનકતણાં માદળીયાં મળે,
રૂપક સાકળી કુચી ખરી, સોવન સાંકળી ગળે ઉતરી. ૧૬

ઉપાશરો દેહર ને હાટ, અત્યંત દુર નહિ તે વાટ,
ઠદ્દિલ ગોચરી મોહિલ્યા આહિ, મુનિ અહિ રહેવા હીંડે પ્રાહિ. ૨૯
ધર્મ્યુ નગર ત્ર બાવતી વાસ, હીરતણો તિહા જોડયો રાસ,
પાતશા ખુરમ નગરનો ધણી, ન્યાય નીતિ તેહનિ અતિ ઘણી ૩૦
તાસ અમલે કીધો મે રાસ, સાંગણ સુત કવિ ઋષભદાસ,
**સવત સોળ પંચ્યાસીઓ** (૧૬૮૫) જસે, આસો માસ
દસમી દિન તસે. ૩૧
ગુરૂવારે મે કીધો અભ્યામ, મુઝ મન કેરી પુહુતી આસ,
શ્રી ગુરૂનામે અતિ આણદ, વદુ વિજયાણદ સૂરીંદ ૩૨

ઢાલ–ઉતારો આરતી અરિહતદેવ–રાગ ધન્યાસી

વદીયે વિજયાણદ સૂરિરાય, નામ જપતા સુખ સબળુ થાય. વ. ૧
તપગચ્છ નાયક ગુણ નહિ પારો, પ્રાગવશે હુઓ પુરૂપ તે સારો. વ ૨
સાહ શ્રીવતકુલે હસ ગયદો, ઉદ્યોતકારી જિમ દિનકર ચંદો ૩
લાલબાઈ સુત સીંહ સરિખો, ભવિક લોક મુખ ગુરૂનુ નીરખો ૪
ગુરૂ નામે મુજ પોહોતી આસો, હીરવિજયસૂરિનો કર્યો રાસો. ૫
પ્રાગવશે સઘવી મહિરાજે, તેહ કરતો જિનશાસન કાજે ૬
સઘપતિ તિલક ધરાવતો સારો, શેત્રુજ પૂજી કરે સફળ અવતારો ૭
સમકિતસાર વ્રત બારનો ધારી, જીનવર પૂજા કરે નીત સારી ૮
દાન દયા દમ ઉપર રાગો, તેહ આધે નર મુગતિનો માગો ૯
મહિરાજ તણો સુત અતિ અભિરામ, સઘવી સાંગણ તેહનું નામ. ૧૦
સમક્તિ સાર ને વ્રત જસ બારે, પાસ પૂજી કરે સફળ અવતારો ૧૧
સઘવી સાંગણનો સુત વારૂ, રાસ જોડી હુઓ બહુ જન તારૂ ૧૨
એક કહે કરૂ ખરો જબાપો, દે ઉપદેશ ચેતે કદ્ય આપો. ૧૩
અ ગારમર્દક આચારજ હુઓ, અન્ય તારી પોતે બુડતો જૂઓ. ૧૪
નદિષેણ ગણિકા ઘરિ જ્યારે, આપ બૂડે અન્યને તારે. ૧૫
ઋષભ કહે ભલુ પૂછ્યુ પરમ, બિહુઆ જેટલો સાધીયે ધરમ ૧૬

ઉપાશરો દેહરૂ ને હાટ, અત્યંત દુર નહિ તે વાટ,
દુહિલ ગોચરી સોહિલ્યા આહિ, મુનિ અહિ રહેવા હીંડે પ્રાહિ ૨૯

ધસ્યુ નગર ત્ર'બાવતી વાસ, હીરતણો તિહાં જોડયો રાસ,
પાતશા ખુરમ નગરનો ધણી, ન્યાય નીતિ તેહનિ અતિ ઘણી. ૩૦

તાસ અમલે કીધો મે રાસ, સાંગણુ સુત કવિ ઋષભદાસ,
સવત સોળ પંચ્યાસીઓ (૧૬૮૫) જસે, આસો માસ
દસમી દિન તમે ૩૧

ગુરૂવારે મે કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહુતી આસ,
શ્રી ગુરૂનામે અતિ આણુદ, વદુ વિજયાણુદ સૂરીંદ ૩૨

ઢાલ-ઉતારો આરતી અરિહતદેવ-રાગ ધન્યાસી.

વદીયે વિજયાણુદ સૂરિરાય, નામ જપંતા સુખ સબળુ થાય. વ. ૧
તપગઝ નાયક ગુણુ નહિ પારો, પ્રાગવંશે હુઓ પુરૂપ તે સારો. વ ૨
સાહ શ્રીવતકુલે હુઅ ગયંદો, ઉદ્યોતકારી જિમ દિનકર ચંદો. ૩
લાલબાઈ સુત સીંહ સરિખો, ભવિક લોક મુખ ગુરૂનુ નીરખો ૪
ગુરૂ નામે મુજ પોહોતી આસો, હીરવિજયસૂરિનો કર્યો રાસો ૫
પ્રાગવશે સઘની મહિરાજો, તેહ કરતો જિનશાસન કાજો ૬
સઘપતિ તિલક ધરાવતો સારો, શેત્રુજ પૂજી કરે સફળ અવતારો ૭
સમકિતસાર વ્રત બારનો ધારી, જીનવર પૂજા કરે નીત સારી. ૮
દાન દયા દમ ઉપર રાગો, તેહ સાધે નર મુગતિનો માગો. ૯
મહિરાજ તણો સુત અતિ અભિરામ, સઘવી સાંગણુ તેહનુ નામ. ૧૦
સમકિત સાર ને વ્રત જસ બારો, પામ પૂજી કરે સફળ અવતારો ૧૧
સઘવી સાંગણુનો સુત વારૂ, રાસ જોડી હુઓ બહુ જન તારૂ ૧૨
એક કહે કરૂ ખરો જબાપો, દે ઉપદેશ ચેતે કઇ આપો. ૧૩
અંગારમર્દક આચારજ હુઓ, અન્ય તારી પોતે બુડતો જૂઓ. ૧૪
નદિષેણુ ગણિકા ઘરિ જ્યારે, આપ બૂડે અન્યને તારે. ૧૫
ઋષભ કહે ભલું પૂછ્યુ પરમ, બિહુઆ જેટલો સાધીગે ધરમ. ૧૬

ઢાળ-હીઆરે હીઆરે હર્ષ્ય હીંડોલડે-રાગ ધન્યાસી

વધરે વધરે વધ ગુરૂ હીરને, મત્ર સમાન છે હીર નામો,
જન્મ જ્યારે હવો ઘેર આણુદ ભલો, કરત ઉદ્ધાર કરી આજ તામો.
વધરે ૧

હીરવિજયસૂરિ દીખ દીધા પછી, ગચ્છની જોતિ તે સબળ જાગે,
ગચ્છનાયક વડો રાજવિજયસૂરિ, શ્રી વિજયદાનને પાય લાગે ૨
હીર પદવી લહે જામ જગમા વળી, તામ શેત્રુજ મુગતોજ થાય,
પરિવારસ્યુ પરિવર્યો તિલક મસ્તક ધરી, સાહ ગલ્લો શેત્રુજ જાય ૩
સાધુપૂજા સહિ વિહારવિધિ ભવ થઇ, ધર્મ ને કર્મ તે સુખેજ ચાલે,
હીરરે હીરરે જપે જિકો માહ્યગે, તેહ જગે ઋદ્ધિ રમણીસ્યુ માલે
વધરે ૭

ઋષભ રગે સ્તવે અગ શાતા હવે, સઘ સકળ તણે સુખ હોયે,
સુરનર નાગીયા પખીયા સુખ લહે, હીરનુ નામ જપતા જિ કોયે
વધરે ૮

—સં ૧૭૨૪ વર્ષે ભાદ્રવા શુદિ ૮ શુક્રે શ્રીમત્તપાગચ્છે ભટ્ટારક શ્રી ૨૧ શ્રી વિજયરાજસૂરીશ્વર રાજ્યે સકલપડિતસભાશૃગારહાર ભાલ સ્તલ-તિલકાયમાન પડિત શ્રી ૭ શ્રી દેવવિજયગણિ શિષ્ય-પડિતોત્તમ પડિતપ્રવર પડિતશ્રી ૫ શ્રી તેજવિજયગણિ શિષ્ય પડિતશ્રી ૩ શ્રી ષિમાવિજયગણિ શિષ્ય મુનિ સુરવિજયેન લિખિતમ્ શ્રી સાદડી નગરે શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથ પ્રસાદાત્ સ્વય વાચનાર્થ મિતિ શ્રેય –

—સવત્ ૧૮૨૫ ના વર્ષે માસોત્તમ માસે જ્યેષ્ઠ-માસે શુકલપક્ષે પૂર્ણિમાયા હિમવાસરે લિખિતાશ્ચ પ અમૃતવિજયેન, શ્રી મુનિસુવ્રત પ્રસાદાત્–ભરૂચ પ્રતિ

--પ્ર-આ કા મહોદધિ મૌ પ

—ઇતિ **હીરવિજય સૂરીશ્વર રાસ** સપૂર્ણમ્ ॥ સવત ૧૭૫૯ વર્ષે અશ્વિન વદિ ૧૨ બુધવાસરે શ્રી પભાઓત્ય બદિરે લેખકપાઠકયોઃ કલ્યાણમસ્તુ. શ્રીરસ્તુ ॥ લેખકપાઠકયો ચિરજીયાત્.

—ઇતિ શ્રી રિષભદાસ વિરચિતે અભયકુમાર રાસ સંપૂર્ણ. લેખક પાઠકયો ચિરંજીયાત્ ॥ બરહાનપુરે ॥ સંવત્ ૧૭૭૧ વર્ષે અશ્વિન વદી ૨ ભોમે

[ Deccan College Library No. 1577 of 1891–95 ]

—ભાવ૦ કુલ કડી ૧૦૧૪ ) અમ

(૪૧૧) ઋષભદેવનો રાસ.
(૪૧૨) ક્ષેત્રપ્રકાશ રાસ.
(૪૧૩) સમયસ્વરૂપ રાસ.
(૪૧૪) દેવગુરૂ સ્વરૂપ રાસ.
(૪૧૫) શેત્રુંજય રાસ
(૪૧૬) નવતત્વ રાસ
(૪૧૭) કુમારપાલનો નાનો રાસ.
(૪૧૮) જીવત સ્વામીનો રાસ
(૪૧૯) ઉપદેશમાલા રાસ.
(૪૨૦) શ્રાદ્ધવિધિ રાસ.
(૪૨૧) આર્દ્રકુમાર રાસ
(૪૨૨) પુણ્યપ્રશંસા રાસ.
(૪૨૩) કઇવન્નાનો રાસ.
(૪૨૪) વીરસેનનો રાસ. હવે ટૂંકી કૃતિઓ જોઇએ

૧.+ નેમિનાથ સ્ત. સં ૧૬૬૭ પોશ શુ ૨ ગુરૂ ઋષભનગર (ખંભાત)માં.

જુઓ અને સરખાવો કૃતિ નં. (૩૯૫ ક.) પૃ ૪૧૭.

આદિ—

સરસતિ સામિણિ પાયે નામીઇ, ગાયસ્યું નેમિજિણંદ,
જાદવકુલમંડણ ઉપનોઇ, પ્રગટયો પૂનમચંદ,
સુણો નગ નેમ સમો નહિ કોય.

નાભિરાય કુલિ ઉપનઉં મરુદેવા જસ માત
ઋષભદેવ સુત જનમિઉ, સુરગિરિ ઉચ્છવ થાત. ૩
અષ્ટપ્રકાર કલસા કીયા, સાઠિલાખ એક કોડિ
નીર સુગંધઈ તે ભર્યા, ન્હવણ કરઇ કરજોડિ ૪
પૂજી પ્રભુજી સુર ઠવઈ વીતર કુમ્મ સાર
જિનવર જિનપદિ મૂકીયા, દિયઈ દરસ આપાર. ૫
* * * *

અંતે—
૧૨ તપગછપતિ પ્રભુ પ્રગટીઓ શ્રી વિજયસેનસૂરિ પૂરી આસો.
ઋષભના નામથી સાસ સુખ પામીએ કહે તે કવિતા નર
ધીમાતાસો. ૧૪

—શ્રી ઉદેન મધિ લખ્યો છે સંવત ૧૭૫૨ માહ વદ ૧૩ દિને.
મોસરાજ ભાઈનો ચોપડો ૭૮-૮૩

—મુખાવિમ પાખાં મવિમ કસ્યાણ પઠનાર્થં. સં ૧૭૩૧ વર્ષે
પોષ વદિ ૧ રવૌ લિખિત પ. સં. —૩-૧૭ સે લા. નં ૪૨૪

૫. શ્રી શત્રુંજય મંડણ શ્રી ઋષભદેવ જિનસ્તુતિ.

અંતે—
શ્રી વિજેસેન સૂરીશ્વરરાય, શ્રી જિનદેવ શ્રાના પ્રણમું પાય,
દીપમતાસ સુખ થાય. ૪ (જૈ પ્રો. તીર્થમાળામાં.)

૬+ સ્થૂલિભદ્ર સઝાય (સ્થૂલિભદ્ર ને કોશાનો સંવાદ)

આદિ—
શ્રી સ્થૂલિભદ્ર મુનિગણમાં શિરદારજો,
ચોમાસું આવ્યા કોશ્યા આગારજો
ચિત્રામણ શાળાએ તપ જપ આદર્યાં જો. ૧

અંતે—
પરણી પ્રભુને તમો માગી લીધીજો, ઉત્તમ ધ્યાને તે થયા દેવલોકજો.
રૂપમ કહે નિત્ય તેને શીષે વંદના જો. ૧૦

—જૈન સ્વાધ્યાય સં ભાગ ૩ પૃ. ૩૧૫

સવત ૧૬ છાસઠા વરસે, સાવણુ સુદિ દન બીજેજી,
નંબાવટીમાહે જન સાખે, પાપ પખાલી રીઝેજી. ૫૫

કલસ.

તુ તરણુ તારણુ દુરિતવારણુ, સ્વામી આદિ જિણુદઓ,
પ્રભુ નાભિનદન નયણુ નિરખી હુઓ અતિ આણુદએ. ૫૬
તપગચ્છ ઠાકર વચન સાકર શ્રી વિજયસેન સૂરિતણો,
સાંગણુ તણો સુત રીખભ બોલે, પાપ આલોઉં આપણો ૫૭

—ઉનાવાળા મોરારજી વકીલના ચોપડામાથી ૬૪-૬૮.

૩. મહાવીર નમસ્કાર.

આદિ—

વીર જિણુદ ચોવીસમો, ત્રિશલા જેની માય,
ભૂપ પિતા ભગવતનો, નર સિદ્ધારથ રાય ૧
સિદ્ધારથ કુલ ઉપનો, વર્દ્ધમાન જિન નામ,
તે જિણુવરના ગુણુ સ્તવૂ, પ્રેમે કરૂ પ્રણુામ. ૨

* + * *

અંતે—

સજમ ચોખુ પાલિઉં, નિરમલ ગગાનીર,
સકલ પાપનો ક્ષય કરી, મોક્ષ ગયા મહાવીર,
અરિહંત દેવ જે સિદ્ધ હુવા, સોય નમૂ નિસદીસ,
રીખભદાસ જિનને નમે, શ્રી સઘની પૂરો જગીસ.

—ઉનામા મોરારજી વકીલનો ચોપડો પૃ. ૭૧-૭૨.

૪. આદીશ્વર વીવાહલો.

આદિ—

આદિ ધર્મ જિન ઉદ્ધર્યો, અવનિપતિ આધાર,
જુગલા ધરમ નિવારીઓ, પ્રથમ ધર્મ (જિન) અવતાર. ૧
પ્રથમ મુનીશ્વર જે હૂવા, પ્રથમ તે કેવલજ્ઞાન,
પ્રથમ હૂઆ ભિખ્યારૂ, પ્રથમ દીયા જેણે દાન. ૨

૭+ ધૂલેવા શ્રી કેસરીયાજી સ્ત. (?)

આદિ—

ધૂલેવા નગરમાહિ ઋષભ જિનેશ્વર, જગભૂલો કાઈ ભટકે છે

અંતે—

પ્રત્યક્ષ દેવ પરમગુરૂપાયો, ઋષભદાસ ગુણ રટકે છે. ધૂલેવા ૪

૮+ માનપર સઝાય-૧૬ કડી

આદિ—

માન ન કરશોરે માનવી, કાચી કાયાનો શો ગર્વરે
સુરનર કિન્નર રાજીયા, અંતે મરીગયા સર્વરે માન ૧

અંતે—

અસ્થિર સંસાર જાણી કરી, મમતા ન કરો કોઈરે
કવિ ઋષભનીરે શીખડી, સાંભલજ્યો સહુ કોઈરે. માન ૧૬

—ચૈત્ય૦ આદિ સં. ભાગ ૩.

આણંદજી કલ્યાણજીના ભંડારની હિતશિક્ષાની પ્રતમાં છેવટે નીચેની ટીપ આપી છે—

સઘની ઋષભદાસ કૃત રાસની ટીપ લખીઈ છે.

૧ શ્રી ઋષભદેવનો રાસ ઢાલ ૧૧૮ ગાથા ૧૨૭૧ ગ્રથા ૧૭૫૦ છે.
૨ શ્રી ભરતેસ્વર રાસ ઢાલ ૮૩ ગાથા ૧૧૧૬ ગ્રથ ૧૫૦૦ છે.
૩ શ્રી જીવવિચાર રાસ ગાથા ૫૦૨ ગ્રથ ૭૧૪ છે.
૪ શ્રી ક્ષેત્રપ્રકાશ રાસ ગાથા ૫૮૪ ગ્રથ ૮૫૬ છે.
૫ શ્રી અજાપુત્રનો રાસ ગાથા ૫૬૯ ગ્રથ ૭૭૫
૬ શ્રી સેત્રુંજ રાસ ગાથા ૩૦૨ ઢાલ ૨૦ ગ્રથ ૪૧૨ છે.
૭ શ્રી સમકિ તસાર રાસ ગાથા ૮૭૯ ગ્રથ ૧૧૮૨ છે.
૮ શ્રી સમયસ્વરૂપ રાસ ગાથા ૭૯૧ ગ્રથ ૧૦૦૦ છે.
૯ શ્રી દેવગુરૂ સરૂપ રાસ ગાથા ૭૮૫ ગ્રથ ૧૦૫૮ છે
૧૦ શ્રી નવતત્વ રાસ ગાથા ૮૧૧ ગ્રથ ૧૧૨૭ છે.

૧૧ શ્રી સ્થૂલિભદ્ર રાસ ગાથા ૭૨૮ ગ્રંથ ૧૦ છે
૧૨ શ્રી નલવિચાર રાસ ગાથા ૮૬૨ ગ્રંથ ૧૨૧૨
૧૩ શ્રી સુમિત્ર રાજાનો રાસ ગાથા ૪૨૪ ગ્રંથ ૫૨૫ છે
૧૪ શ્રી કુમારપાલ રાજાનો રાસ ગાથા ૪૫૦૬ ગ્રંથ ૫૮
૧૫ શ્રી કુમારપાલનો નાહનો રાસ ગાથા ૨૧૪૨ ગ્રંથ ૨૭૫૦
૧૬ શ્રી જીવંત સ્વામીનો રાસ ગાથા ૨૨૩ ગ્રંથ ૨૭૫ છે
૧૭ શ્રી ઉપદેશમાલા રાસ ગાથા ૭૧૨ ગ્રંથ ૧ ૧૮
૧૮ શ્રી શ્રાદ્ધવિધિ રાસ ગાથા ૧૬૨૪ ગ્રંથ ૨૨૫
૧૯ શ્રી હિતશિક્ષા રાસ ગાથા ૧૮૬૨ ગ્રંથ ૨૩૨૫ છે
૨ શ્રી પૂજાવિધિ રાસ ગાથા ૫૬૬ ગ્રંથ ૭૫ છે
૨૧ શ્રી આર્દ્રકુમારનો રાસ ગાથા ૯૭ ગ્રંથ ૧૨૫
૨૨ શ્રી શ્રેણિકનો રાસ ગાથા ૧૮૩૫ ગ્રંથ ૨૩
૨૩ તવન ૩૩ ૨૪ નમસ્કાર ૧૩ ૨૫ થોઈ ૭ ૨૬ વીશસ્થાનક ક્રવિત ૨૪
૨૭ ગીત ૩૧ ૨૮ સુભાષિત ૩૭૫

એવં સર્વ એ જોડિ શ્રી સંઘમુનિ સપની અમ્માપાસે કીધી તે ત્યાર પછી છે ૭ લિ. મુનિ ન્યાનસૌભાગ્ય આ. ૩. હિતશિક્ષાની પ્રતમાં.

વળી એક હસ્તલિખિત પાનામાં નીચે પ્રમાણેની ટીપ મળી છે:—

ઋષભદેવ રીષભકૃત રાસની ટીપ લખી છઈ ॥ શ્રી રીષભદેવનો રાસ ગાથા ૧૨૭૧ શ્રી ભરતેશ્વર રાસ ગાથા ૧૧૧૬ શ્રી જીવવિચાર રાસ ગાથા ૫ ૨ શ્રી ક્ષેત્રપ્રકાશ રાસ ગાથા ૫૮૪ શ્રી અભયકુમારનો રાસ ગાથા ૫૫૪ શ્રી શેત્રુંજ રાસ ગા. ૩ ૧ શ્રી સમકીતસાર રાસ ગા. ૮૭૯ શ્રી સમાઈ સરૂપ રાસ ગા. ૭૯૧ શ્રી દેવગુરૂ ગા. ૭૮૫ શ્રી નવતત્વ રાસ ગાથા ૮૧૬, શ્રી સ્થૂલિભદ્ર રાસ ગાથા ૭૨૮ શ્રી મનવિચાર રાસ ગા. ૮૬૨ સુમિત્ર રાજાનો રાસ ગાથા ૪૨૬ શ્રી કુમારપાલ રાસ ગાથા ૪૫ ૬ કુમારપાલનો નાનો રાસ ગાથા ૨૧૪૨ શ્રી જિવંત સ્વામીનો રાસ ગાથા ૨૨૩ શ્રી ઉપદેશમાલા ગાથા ૭૧૯ શ્રી શ્રાદ્ધવિધિ રાસ ગાથા ૧૬૧૬ શ્રી હિતશિક્ષા રાસ ગા. ૧૮૫૪

શ્રી પૂજાવિધિ રાસ ગાથા ૫૭૧, શ્રી આર્દ્રકુમાર રાસ ગાથા ૯૭, શ્રી શ્રેણિકરાસ ૧૮૩૯, તવન ૩૩, નમસ્કાર ૨૨, થોઓ ૨૭, સુભાષિત ૪૦૦, ગીત ૪૧, હરિયાલી ૫, શ્રી હીરવિજયસૂરિનો રાસ ગાથા . શ્રી મલ્લિનાથ રાસ ગાથા ૨૯૫, શ્રી પુણ્યપ્રશસા રાસ ગાથા ૩૨૮, કઇવન્નાનો રાસ ૨૮૪, શ્રી વીરસેનનો રાસ ગા ૪૪૫,

(કવિ ખંભાતના શ્રાવક હતા. પોતાના વતન ખભાતનુ વર્ણન થોડા વિસ્તારથી પોતાની કૃતિઓની અંતે આપેલુ છે તે પરથી સવત સત્તરમી સદીમા તેની રચના, ત્યાની જનસ્થિતિ, રાજસ્થિતિ, લોકોનો પહેરવેશ કેવા પ્રકારના હતા તે જણાઇ આવે છે આ નગરના ખભનગર, ઋષભનગર, ત્રબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી એ જૂદા જૂદાં નામ કવિએ કહ્યા છે તે વાત પણ તેની ઐતિહાસિક બીનામા વધારો કરે છે. આપણે ત્રબાવતી નગરી અને તેમાના માણેકચોક વિષેની લોકવાર્ત્તાઓ ઘણી સાંભળી છે તો તે જનકથાનું વર્ણન કદાચ આ ખભાત નગરની અપેક્ષાએ હોય. કવિ પોતે વીસા પ્રાગ્વશીય (પોરવાડ) વણિક હતા તેમનો જન્મ ખભાતમા માતા સરૂપાદે અને પિતા સાગણથી થયો હતો તેમના પિતામહનું નામ મહિરાજ હતુ. મહિરાજ વિસલનગર કે જે રાજા વિસલદેવે વસાવ્યુ હતું ત્યાના મૂલ વતની હતા અને પછી તેના પુત્ર સાગણ ખભાતમા વસ્યા ને સમૃદ્ધિ પામ્યા. મહિરાજે સઘ કાઢી શત્રુજયની જાત્રા કરી હતી અને સાગણે પણ તેજ પ્રમાણે 'સઘવી' (સઘપતિ) તરીકે ખ્યાતિ મેળવી હતી કવિ પોતે શ્રાવકના જે આચાર જૈનશાસ્ત્રમા જણાવેલા છે તે ઘણી દૃઢતાથી પાળતા, મુનિઓની શુશ્રૂષા કરી તેમની પાસેથી બોધ લેતા અને જિનની પૂજા મન્દિરમા જઈ હમેશ કરતા તેમણે શેત્રુજય, ગિરિનાર, ગખેશ્વરની યાત્રા કરી હતી અને ઘણા વિદ્યાર્થીઓને ભણાવ્યા હતા. આપરથી જણાય છે કે તેઓ ધર્મયુક્ત, સસ્કારી, બહુશ્રુત અને શાસ્ત્રાભ્યાસી હતા પોતે 'સઘવી' એ વિશેષણ પોતાને આપે છે તે પરથી તેમણે પણ સઘ કાઢ્યો હોય એમ જણાય છે પોતાને સુલક્ષણી પત્ની, બહેન, બાધવ, અને [illegible]ચારે બાળકો

હતા. પેર આમ ભેખ મૂકી હતી અને તેથી પણ પ્રસન્ન હતી. નેમિ-
કુંતલ કર્યું વિક્રમ કે જે પોતાને સાંગણનો પુત્ર જણાવે છે તે ખાસ
આ કવિના જોવા જેવા. કવિ તરીકે ગુર્જર પ્રાચીન કવિ શિરોમણિ
તરીકે પ્રસિદ્ધ થયેલ પ્રેમાનંદ, શામળ અને અખાના પૂર્વગામી પોતે છે
અને પોતાની વર્ણનશૈલી રસભાવાકૃતિ, ભાષાસૌષ્ઠવ તે કવિઓની સર-
ખામણીમાં ઉતરતા હોઈ શકે તેમ નથી. સરસ્વતી દેવી પ્રત્યે સર્વ
ભક્તિ હોઈ તેમની હમેશાં સ્તુતિ કરી પોતાની કૃતિઓનો પ્રારંભ કરેલ
છે અને જનશ્રુતિ પ્રમાણે તેમણે તે દેવીને આરાધન કરી પ્રસન્ન કરી
હતી અને દેવીનો પ્રસાદ મેળવ્યો હતો. પોતે શ્વેતામ્બર તપગચ્છના
હતા અને પોતાના ગુરુ તરીકે પ્રસિદ્ધ વિજયસેન સૂરિને સ્વીકૃત કર્યા
હતા. અને તેમની પછી વિજયદેવસૂરિને પોતે સમય સ્વીકાર્યા પછી
વિજયતિલકસૂરિ અને તેમની પછી વિજયાણંદસૂરિને સ્વગુરુ તરીકે
લેખ્યા હતા. તેમના સમયમાં પ્રખ્યાત ધર્મસાગરજીના રાગનો ઝઘડો
થયો. દેવ અને આણંદસૂર-આણંદસૂર પક્ષો થયા કે જે ગચ્છનું સ્વરૂપ
ઐતિહાસિક રાસમાળા ભાગ ૪ માં આપેલ વિજયતિલકસૂરિરાસ પરથી
સ્પષ્ટ જણાશે. કવિએ ઘણી કૃતિઓ રચી છે તેમાં કેટલીક સંસ્કૃત
ચરિત્રો પરથી પોતાની કવિ-કૌશલ્યથી સુંદર અને અલંકૃત બનાવી છે
અને કેટલીક સ્વતંત્ર છે. આ કવિની સર્વ કૃતિઓ પ્રસિદ્ધ થવા યોગ્ય
છે. વિશેષ વિસ્તારથી હકીકત મારા આ કવિ સંબંધીના નિબંધ પરથી
જાણી લેવી. ]

---

## ૨૧૧ કનકસુંદર (વડતપગચ્છ દેવરત્નસૂરિ-વિદ્યારત્ન શિ.)

(૪૨૫) ગુણધર્મ કનકવતી પ્રબંધ ર. સં. ૧૬૬૨ પહેલાં

આદિ— દૂહા

સકલ ભગતિ સરસ્વતી, ત્રિભુવનમાંહિ જાણી.
સરસ સબલ મધુર વાણી, આપિ મુઝ સરસ ગુણખાણી. ૧

શ્રી પૂજાવિધિ રાસ ગાથા ૫૭૧, શ્રી આર્દ્રકુમાર રાસ ગાથા ૯૭, શ્રી શ્રેણિકરાસ ૧૮૩૯, તવન ૩૩, નમસ્કાર ૨૨, થોઓ ૨૭, સુભાષિત ૪૦૦, ગીત ૪૧, હરિયાલી ૫, શ્રી હીરવિજયસૂરિનો રાસ ગાથા .. શ્રી મલ્લિનાથ રાસ ગાથા ૨૯૫, શ્રી પુણ્યપ્રશસા રાસ ગાથા ૩૨૮, કઇવન્નાનો રાસ ૨૮૪, શ્રી વીરસેનનો રાસ ગા. ૪૪૫,

(કવિ ખંભાતના શ્રાવક હતા. પોતાના વતન ખભાતનુ વર્ણન થોડા વિસ્તારથી પોતાની કૃતિઓની અંતે આપેલુ છે તે પરથી સવત સત્તરમી સદીમા તેની રચના, ત્યાની જનસ્થિતિ, રાજસ્થિતિ, લોકોનો પહેરવેશ કેવા પ્રકારના હતા તે જણાઇ આવે છે આ નગરના ખભનગર, ઋષભનગર, ત્રબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી એ જૂદા જૂદાં નામ કવિએ કહ્યા છે તે વાત પણ તેની ઐતિહાસિક બીનામા વધારો કરે છે. આપણે ત્રબાવતી નગરી અને તેમાના માણેકચોક વિષેની લોકવાર્તાઓ ઘણી સાંભળી છે તો તે જનકથાનુ વર્ણન કદાચ આ ખભાત નગરની અપેક્ષાએ હોય. કવિ પોતે વીસા પ્રાગ્વશીય (પોરવાડ) વણિક હતા તેમનો જન્મ ખભાતમા માતા સરૂપાદે અને પિતા સાગણથી થયો હતો તેમના પિતામહનું નામ મહિરાજ હતુ મહિરાજ વિસલનગર કે જે રાજા વિસલદેવે વસાવ્યુ હતું ત્યાના મૂલ વતની હતા અને પછી તેના પુત્ર સાંગણ ખભાતમા વસ્યા ને સમૃદ્ધિ પામ્યા મહિરાજે સઘ કાઢી શત્રુજયની જાત્રા કરી હતી અને સાગણે પણ તેજ પ્રમાણે 'સઘવી' (સઘપતિ) તરીકે ખ્યાતિ મેળવી હતી. કવિ પોતે શ્રાવકના જે આચાર જૈનશાસ્ત્રમા જણાવેલા છે તે ઘણી દૃઢતાથી પાળતા, મુનિઓની શુશ્રૂષા કરી તેમની પાસેથી બોધ લેતા અને જિનની પૂજા મન્દિરમા જઇ હમેશ કરતા તેમણે શેત્રુજ્ય, ગિરિનાર, શખેશ્વરની યાત્રા કરી હતી અને ઘણા વિદ્યાર્થીઓને ભણાવ્યા હતા આપરથી જણાય છે કે તેઓ ધર્મયુક્ત, સસ્કારી, બહુશ્રુત અને શાસ્ત્રાભ્યાસી હતા પોતે 'સઘવી' એ વિશેષણ પોતાને આપે છે તે પરથી તેમણે પણ સઘ કાઢયો હોય એમ જણાય છે પોતાને સુલક્ષણી પત્ની, બ્હેન, બાધવ, અને એકથી વધારે બાળકો

દુહા

જે નવ રસ સરસ સહુ સુણઈ, પતિ ધરી બહુ જન,
મહિમા જનમાંઈ હુઈ, સરસતિ જો સુપ્રસન્ન. ૨
કવીયણ આગિ જે હુયા, તે પ્રભુરિ સમરી માઇ,
હુયા હુસિ જે કવીયણ, થાસિ તુઝ પસાઈ ૩

* * * *

અંતે—

ભાણેજને યુવરાજ દેઇ, એ ઢાલ

ઇમ સુણી પ્રાણી ચિત આણી, વિષય છડઉ વાડ
પરમાદ માયઈ દૂરિ કીજઇ, દીજઇ નગર કપાટ. ૩૬૧
એ સીલ સુધુ પાલતારે, ચુરીઇ ભવખાડ,
રોગ સોગહ સવિ નાસઇ, નવિ નડિ કો કોઈ નાડ ૩૬૨

* * * *

ચોપાઇ.

ઇમ જાણી સંસાર અસાર, ગિરૂયા મુકઈ વિષય વિકાર,
વડતપગછિ ગોયમ અવતાર, શ્રી ધનરત્ન હુઆ સમારિ. ૩૬૪
તસ પટધારક ગુણે કરી ભુરિ, ગછપતિ શ્રી સુરરત્નહસુરી,
પટ પ્રભાવક વંદિત ઇશ, શ્રી પુન્ય દેવરત્ન સુરીસ ૬૫
સહતાથી તે ગછપતિ તણા, વાચક વિદ્યારત્ન ગુણ ઘણા,
અંતેવાસી તેહનો મુખ્ય, કનકસુંદર નામે છે શિષ્ય. ૬૬
શાંતિ જિણેસ્વરતણુ ચરિત્ર, કથા પ્રબંધિ કરી વિચિત્ર,
વાચતા આવ્યો સંબંધ, ચતુરે જાણ્યો ભલો પ્રબંધ. ૬૭
ભુ પીઢિ તે ચતુરસુજાણ, લહુડા તુહિ પામઈ માંણ,
ભાવ સતુણા કેતકી પત્ત, હરખિ નાહના રંજઇ ચિત્ત ૬૮
તેહના વચન લહી આમર્ણ, રચ્યો રાસ સુખદાતા કર્ણ,
પંડિત કનકસુંદર ઇમ કહઇ, ભણે સુણઇ તે સુખજસ લહઈ. ૬૯

(પ્રસિદ્ધ સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે મને જણાવ્યું કે " એક બધુકાર્ય માટે વીનતી છે. ચેલૈયા કિવા સેલયાની કથા જાણીતી છે. ભોજાભગતે સેલૈયા આખ્યાન લખ્યૂ છે. એક બીજા કવિએ ' શેઠ સગાળમા સાધુને સેવે ' એ શબ્દોથી શરૂ થતો ગરબો લખ્યો છે. આ બે છપાઈ ગયેલ છે. જૈન સાહિત્યમા પણ એ કથા હશે એને અવલબીને જે કઈ જૂના જૈન સાહિત્યમા લખાયૂ હોય, તેની મને ચોકસ માહીતી આપશો " કારણકે તેમને બી એ. વર્ગમા ભોજાભગતનુ સેલૈયા આખ્યાન શીખવવાનુ હતુ, એટલે મે આ કનકસુદરકૃત સગાળશાનો રાસ મૂળ મોકલી આપ્યો, વળી તેમને અમદાવાદના વકીલ કેશવલાલ પ્રેમચદ મોદીએ ત્યાના જૈનભડારમાથી બીજી પ્રત આથી ભિન્નજ મેળવી આપી બને વાચી ગયા પછી તેઓશ્રીએ મને ૧૧-૨-૨૫ ના પત્રથી જણાવ્યુ કે ' તમે કનકસુંદરકૃત સગાલસાહ રાસ મારા ઉપર મોકલાવ્યો હતો-એ મને સગાલસાહની ઉત્પત્તિ શોધવામા બહુ ઉપયોગી થયો . રા રા કેશવલાલ પ્રેમચદ મોદીએ પણ સગાલસાહ ચૂપઇની એક હાથપ્રત મને મેળવી આપી હતી. એ ચૂપઈ કવિ વાસુની કૃતિ છે. તમારી પાસેની પ્રત કરતા તે જૂની છે. કનકસુંદરે રાસ સ ૧૬૬૭ મા રચ્યો છે ત્યારે આ ચૂપઇની નકલજ સ ૧૬૪૭ ની છે-પ્રત જૈનને માટે ઊતરાયલી છે, પરતુ ચૂપઈ કોઇ બ્રાહ્મણની કૃતિ જણાય છે રાસ અને ચૂપઈમા ઘણી પક્તિઓ એકની એક અથવા સરખી છે. જો તમે રાસ છપાવવા ઇચ્છતા હો, તો વાસુ કવિની કૃતિ જોઇ જવા જેવી છે " ત્યારપછી રૂબરૂ મળતા આ સબધે કેટલીક રસભરી વાત થઇ હતી, અને કેટલાકને ખાસ કરી નરસિહરાવભાઈ જેવા સગાલસાહનો મૂળ અર્થ શૃગાલ (શિયાલ) સાહ કરે તે અક્ષતવ્ય છે. ખરી રીતે સગાલશાહ (એવો શાહ-શેઠીઓ કે જેને ત્યા હમેશાં સુકાલ હતો, દુષ્કાળ હતોજ નહિ) એ નામ યથાર્થ રીતે સત્ય છે.)

---

## ૨૧૩ ક વલ્હપંડિત (જૈનેતર લાગે છે.)

(૪૨૯ ક) કુકડા માર્જારી રાસ. લ. સ ૧૬૬૨ પહેલા.

આદિ—

પ્રથમ કિ પ્રણમો ગણપતિ દેવ. કાજ સિદ્ધિ જિઉ કુરઈ તતખેવ,
ગવરીશંકર મલઉતપતિ જાસ, કહઈ વલ્હ પંડિતકઉ દાસ　　૧
પુનિ દુજઈ સારદ મનિ ધરઈ, કવિત કાવ્ય તસ તઠઈ કરઈ,
લાડુ કુસમમાલક કરલેઈ, વિનાયકુ હમ સિદ્ધિ બુદ્ધિ દેઈ　　૨
અવરે માઇપિતા પ્રણવાઉ, હઉ બલિહારી તિમકઇ જાઉ,
જિનપ્રસાદ દીઠો સંસાર, તિન ગઉ હુઇ મોક્ષ દુવાર.　　૩

*　　*　　*　　*

અંતે—

માજરી તણી સોક રતિ કરઈ, જિણિ છંદિ લીઅઉ તિણિહિ ઉતરઇ.

—ઇતિ કુકડામજરી ચઉપઇ સમાપ્ત. સ ૧૬૬૨ વર્ષે અશ્વિનિ માસે શુક્લપક્ષે ચતુર્થ્યા તિથૌ શુક્રવાસરે શ્રી નાગપુર મધ્યે લિખિત પાતિસાહ શ્રી અકબર રાજ્યે ૬-૧૨ ડે કો. ન. ૨૫૪ A. ૧૮૮૨-૮૩

---

## ૨૧૪ માલમુનિ.

(૪૩૦) અજનાસતી રાસ ૧૬૬૩ પહેલા

આદિ—

સરસતિ સામણી પ્રણમીયઇ, ગોતમ સ્વામિના પાયરે,
અજનાસુંદરીની કથા, નારિનર સુણહુ મન લાઇરે　　૧
સીલ ભવિયણ ભલઈ પાલીયઈ, પામઇયઈ સુજસ સંસારિરે
સબ કુસગતિ વલી ટાલીયઇ, જાઇયિઇ ભવસમુદ્ર પારિરે
મીલ ભવિયણ ભલઇ પાલીયઇ　　૨

×　　×　　×　　×

વદીય દશદોય દેહરેછ બિબ બહુ ધાતુમય માણિ,
દરસણ કરીય દેહરાસરેછ આગરા પ્રથમ પ્રયાણ ૮
પુન્યવતા જગિ જે નરાછ તે કરઈ તીરથ બુદ્ધિ,
જિમ જિમ તીરથ સેવીઇછ તિમ તિમ સમકિત સુદ્ધિ ૯

* * * *

અતે— કલસ

ઇતિ તીરથમાલા અતિ રસાલા પૂરવ ઉત્તર વર્ણવી
સમકિતવેલી સુણિ સહેલી સફલ ફલી નવ પલ્લવી,
તપગચ્છ રાજા બહુ દિવાજા વિજયસેન સૂરીસરો
તસ પટ્ટિ પૂરો જિસો સૂરઓ વિજયદેવ યતીસરો, ૨૩
તપગચ્છિ રાજે ભવિ નિવાજે વાચક વિદ્યાસાગરો,
તસ સીસ પડિત સુગુણમડિત સહજસાગર ગણિવરો,
વીસાસઓ ચોવીસ જિનવર કલ્યાણક યાત્રા કરી,
તસ સીસવેસિ પૂરવદેશિ વિજયસાગર બહુ સુખકરી,
થુઈ ભણી બહુ સુખ ધરી ૨૪

—લ સવત્ ૧૬૯૮ વર્ષે ફાગણ સુદિ પૂર્ણિમા દિને લિખિત શ્રી પાડલીપુર મધ્યે તપાગચ્છે પડિત શ્રી જગકુશલગણિ શિ. ચદ્રકુશલગણિના ૩-૨૨ પ્ર કા ન ૧૪૪

—સકલ પડિતમડિતાખડલાયમાન પડિત શ્રી ૧૯ વિજયસાગર ગણિ શિષ્ય ગણિ હેતુસાગર લિપીકૃત શ્રી કૃષ્ણગઢ મહાનગરે સંવત્ ૧૭૧૭ વર્ષે શ્રી ચિતામણિ પાર્શ્વનાથ પ્રસાદાત્-શુભ ભવતુ.

—પ્રા૦ તી સ પૃ ૧ થી ૧૩

( આમા પાલગજ સમેતશિખરના રક્ષક રાજાનુ નામ પૃથ્વીમલ્લ આપ્યુ છે અને સ ૧૬૬૧ મા બનાવેલી જયવિજયકૃત સમ્મેતશિખર તીર્થમાળામા પણ પૃથ્વીચદ્ર ( પૃથ્વીમલ્લ ) આપ્યુ છે એટલે આ તીર્થમાળા તે સમયની એટલે સ ૧૬૬૧ આસપાસની હોવા સભવ છે )

---

ઉવઝિમ્ભે જ્ઞાતા ધરમે ધ્યાયકેસૂ નસીહી
વિનયદેવ ઠૂપકીએ પૂજ્યા સૂરીયાએ જશ કોધીર. ૨
અચલ ગચ્છ દિન દિન દીપે, શ્રી ધર્મમૂરતિ સૂરિરાય,
તાસતણે પખે મહીઅલ વિચરે ભાનુલબ્ધિ ઉવઝાયરે. ૩
તાસ સીસ મેઘરાજ પયપે, ચિરનંદો જ સહારે,
એ પૂજા જે ભણસે ગણસે તસ ઘર હોય આણંદરે મેલી. ૪
—સં. ૧૮૩૦ વર્ષે મા શુ. ૧૫ ગુરુવાસરે શ્રી નવાનગરે શ્રી અચલગચ્છે શ્રી શાંતિનાથપ્રસાદાત્ સા. રૂપસી રતનપાલ પ્રમુખ પઠનાર્થ. ૪-૧૪ મ
[ધર્મમૂર્તિ સૂરિ અચલગચ્છની પટ્ટાવલિમાં ૬૩ મા પટ્ટધર-૧૬ ૨ મા આચાર્ય અને ગચ્છનાયક પદ મ. ૧૬૭ માં સ્વર્ગવાસ પામ્યા.]
(૪૩૬) ઋષભજન્મ
આદિ—
વિણીય નયરી વિણીય નયરી નાભિ નિરંદ
મરુદેવી ઉઅરસરે રાજહંસ સારિખ સામીય
સિદ્ધેસર પદમનિય ધામ રાયવર વસહ ગામીય,
વસઈ અવધિમ સ્વપ્નતણુ, જાણે ભુવન આધાર,
તસુ ધામ વદી તસુનાથો, કહિસું જનમ સુવિચાર ૧
* * * *
અંતે—

૭૧૮ મૂલા વાચક (આ. ધર્મમૂર્તિસૂરિ શિ.) સં. ૧૬૦૦ પહેલાં
(૪૩૭)+ ચૈત્યવંદન. ૮ કડી ગ૨—૩૨૫ જૈ પ્ર. વિધિપક્ષ પંચ. સત્ર.
આદિ—
કૈવલનાણિ શ્રી નિરવાણી સાગર મહાજસ વિમલ તે જાણી
સર્વાનુભૂતિ શ્રીધર ગુણખાણી, દત્ત દામોદર વંદો પ્રાણી. ૧

વહ ભેદ વિજ્ઞાન વિવેક રસ સમરસ તઈ યહ અધિક ગણિ,
આતમ લબદ્ધિ અનુ સુજમ્મ જગિ પઢત ગુણત હીરાનદ ભણિ. ૫૬
મગલ કરઉ જિન પાસ આસ પૂરણુ કલિ સુરતર,
મગલ કરઉ જિન પાસ દાસ જાકે સબ સુરનર,
મગલ કરઉ જિન પાસ, જાસ પય સેવઈ સુરપતિ,
મગલ કરઉ જિન પાસ, તાસ પય પૂજહ દિનપ્રતિ,
મુનિરાજ કહઈ મગલ કરઉ, સપરિવાર શ્રીકાન્હસુઅ,
બાવન બરન બહુ ફલ કરહુ સઘપતિ હીરાનદ તુઅ ૫૭

—ઇતિશ્રી અધ્યાતમ બાવની સપૂર્ણ–સવત ૧૬૬૮ વર્ષે આસાઢ સુદી પચમી દિને–લાભપુર મધ્યે–લિષત ભોજિગ કિસનદાસ સાહ બેણીદાસ પુત્ર–સાહ સતોષી પઠનાર્થં.

[વિ ધ નાનો ચોપડો પા. ૧૧૧–૧૨૫]

**(૪૩૩) ઉપદેશરાસ** સ. ૧૬૬૪

**(૪૩૪) વિક્રમરાસ** પ્રત લખ્યા સ ૧૭૦૦

---

## ૨૧૭ મેઘરાજ ૨. (અં. ધર્મમૂર્ત્તિ–ભાનુલબ્ધિ શિ.)

**(૪૩૫) સત્તરભેદી પૂજા.**

આદિ—

सर्वज्ञं जिनमानम्य नत्वा सद्गुरुमुत्तमं ।
कुर्व्वे पूजाविधिं सम्यक् भव्यानां सुखहेतवे ॥
વદી ગોયમ ગણહરે સમરૂ સરસતિ એક
કવિયણ વર આપે સદા, વારે વિઘન અનેક ૧

* * * *

અંતે—

ગીત રાગ ધન્યાસી

બોલી બોલીરે બોલી પૂજાની વિધિ નીકી
સતરભેદ આગમે જિન ભાખી, શિવરમણી સિરટીકીરે. બોલી. ૧

અંતે— કલસ

છન્નુએ જિનવર છન્નુએ જિનવર,
અધો ઊર્ધ્વને લોક તીર્છે જાણૂ એ,
સાસય અસાસય જૈન પડિમા તે સવે વખાણુએ.
ગચ્છ વિધિપક્ષ પૂજ્ય પરગટ, શ્રી ધર્મમૂર્ત્તિ સુરિંદુ એ,
વાચક મૂલા કહે ભણતા, ઋદ્ધિ વૃદ્ધિ આણંદુએ.

---

## ૨૧૮ક. ક્ષેમકુશલ (મેઘમુનિ શિ.) ૧૬૭૨ પહેલા.

**વિમલાચલ સ્ત૦**

શ્રી **હીરવિજય** સુરિંદ રાજિ, **વિજયસેન** સૂરીશ્વર,
શ્રી પંડિત **મેઘ** મુણિંદ સીસઇં, થુણ્યો **ક્ષેમકુશલ** કર ૪૨

—ઇતિ શ્રીમત સકલતીર્થ મસ્તક મુકુટાયમાન વિમલાચલસ્ય કાલબદ્ધમાનેકવિંશતિ નામ સપ્તોદ્ધારં સંઘપતિ સિદ્ધસંખ્યાસૂચિત વિચારમય સ્તવન મહા મંગલમય મિતિ ભદ્ર સંપૂર્ણં, સમાપ્ત

( વિજયસેનસૂરિ—આચાર્યપદ સં ૧૬૨૮ સ્વ ૧૬૭૨ )

---

## ૨૧૮ખ. હર્ષકીર્ત્તિસૂરિ (નાગોરી ત૦ ચંદ્રકીર્ત્તિસૂરિ શિ.)

**વિજયશેઠ વિજયાશેઠાણી સ્વલ્પ પ્રબંધ.** ૨૪ ત્રુટક કાવ્ય. **સં. ૧૬૬૫ આસપાસ.**

આદિ—

ભરતક્ષેત્રેરે સમુદ્રતીરે દક્ષિણ દિસે,
કચ્છ દેશમારે વિજયશેઠ શ્રાવક વસે,
શિયલ વ્રતરે અંધારા પક્ષનો લિયો,
બાલાપણેરે એહવો મન નિશ્ચય કિયો. ૧

* * * *

## ૨૧૯૬. શાંતિકુશલ (ત. વિજયદેવસુરિ-વિનયકુશલ શિ.)

**૧+ ગોડી પાર્શ્વનાથ સ્ત. સ. ૧૬૬૭.**

આદિ—

સારદ નામ સોહામણુ મનિ આણી હો અવિહડ રંગ,
પાસ તણો મહિમા કહુ જસ તીરથ હો જિમ ગાજે ગંગ ૧
ગોડી પરતા પૂરવિ ચિંતામણ હો તું લીલવિલાસ,
અંતરીક મોરે મને વરકાણે હો તુ સોહે પાસ. ગો ૨

× × × ×

અંતે—

અલખ નિરંજન તુ લિખ્યો અતુલી બલ હો તલભાણ,
શાંતિકુશલ ઇમ વિનવઇ તુ ઠાકુર હો સાહિબ સુલતાણ. ૩૦
તપગછ તિલક તડોવડિ પાય પ્રણમી હો વિજયસેનસૂરીસ,
સંવત સોલસતસઠે વીનવીઓ હો ગોડી જગદીસ ૩૧

કલસ.

ત્રેવીસમો જિનરાજ જાણી હિઈ આણી વાસના,
નર અમર નારી સેવ સારી ગાઇ ગુણ શ્રી પાસના,
વિનયકુશલ ગુરૂ ચરણ સેવક ગોડી નામઈ ગહગહઈ,
કલિકાલમાહિ પાસ પરગટ સેવ કરતા સુખ લહઈ ૩૨

—પ્રા તી. સ. પૃ ૧૯૮-૨૦૦.

**૨. ઝાંઝરીઆ મુનિની સઝાય.** સ ૧૬૭૭ વૈ વ ૧૧ બુધ સ્યાણામા (છાણી?)

અંતે—

સંવત સોલસત્તોતરે, સ્યાંણા નગર મઝારિ હો,
વઇશાખ વદિ એકાદસી, થુણિઉ મિં બુધવાર હો ૧૦૦
વિજયદેવસૂરીસરૂ, ગણધરપદ ગણધાર હો,
તપગચ્છ નાયક ગુણનિલઉ, જિનસાસનનઉ સિણગાર હો ઝા ૧

વિનયકુશલ પંડિતવર, પંડિત જા સિરતાજ હો
શાંતિકુશલ ભાખિઉ ભવુઉ સરસ સરસ દિન આજ હો. ૨
—ઇતિ શ્રી ઝંઝરિઆ ઋષિસઝાય સંપૂર્ણ ગણિ શ્રી લાભકુશલ શિષ્ય મુનિ હંસકુશલેનાલિખિ ગણિ શ્રી ૫ શ્રી રંગકુશલ શિષ્ય ગણિ શ્રી રામકુશલ પઠનકૃતે સં ૧૭ ૧ વર્ષે પોષ સુદિ ૧૫ દિને ઠ૦ સનતકુમાર સ. (સરસતિ સામિણિ પાએ લાગુ) ૪ ૩ સ. ભા. ભી. (આ. ક.)

૪ ભારતી સ્તોત્ર. ૩૩ કડીનું
આદિ—

સરસ વચન સમતા મન આણી, અક્ષર પહિલો પ્રણિ જાણી.

અંતે— કલશ.

સુલલિત સરસ સાકર સમી, અધિક અનોપમ વાણી,
વિનયકુશલ પંડિત તણી, કરી સેવ મેં લાધી વાણી,
કવિ શાંતકુશલ ભિક્ષર ધરી, નિજ ચીતઈ આણિ,
કીયો છંદ મનરંજ અક્ષર, સમરી શારદ વખાણી
તપ બોલી શારદ જે છંદ કવિ, ભલી ભગતેં વાધ્યા ભાવરી
હું તુઝી મેં વર દીધો તું, લીલ કરિસિ આસ ફલસી તાહરી. ૩૩
—એક નકલી વાગનાર્ક. ૨-૧૨ મારી પાસે છે.

---

## ૨૧૯ ખ ગુણવિજય (ત૦ કમલવિજય અને વિદ્યાવિજય શિ૦)

૧-૭૨૦ જિનનામ સ્ત૦ સં ૧૬૬૮ ચૈત્ર રવિ. જાલોરમાં
આદિ—

સરસતિ સરસ વચન વરસતી, સજહંસ ગજગતિ મલપતિ
સમરી સદગુરુ જિન જગદીસ, સાતસયાં ઊપરિ વલી વીસ. ૧
ભરત ઐરાવત દુઈ દુઈ ક્ષેત્ર, જાણુ ભવિ ભામિની નેત્ર
જંબૂ ધાતકિ પુષ્કર અર્ધ, અઢી દીપ સાસેસ અભાસ. ૨

**૨૧૯ક. શાંતિકુશલ (ત. વિજયદેવસુરિ-વિનયકુશલ શિ.)**

**૧+ ગોડી પાર્શ્વનાથ સ્ત. સ. ૧૬૬૭.**

**આદિ—**

સારદ નામ સોહામણું મનિ આણી હો અવિહડ રંગ,
પાસ તણો મહિમા કહું જસ તીરથ હો જિમ ગાજૈ ગંગ ૧
ગોડી પરતા પૂરવિ ચિંતામણ હો તુ લીલવિલાસ,
અંતરીક મોરે મને વરકાણે હો તુ સોહે પાસ ગો ૨

× × × ×

**અંતે—**

અલખ નિરંજન તુ લિખ્યો અતુલી બલ હો તલભાણ,
શાંતિકુશલ ઇમ વિનવઇ તુ ઠાકુર હો સાહિબ સુલતાણ. ૩૦
તપગછ તિલક તડોવડિ પાય પ્રણમી હો વિજયસેનસૂરીસ,
સંવત સોલસતસઠે વીનવીઓ હો ગોડી જગદીસ. ૩૧

કલસ.

ત્રેવીસમો જિનરાજ જાણી હિઈ આણી વાસના,
નર અમર નારી સેવ સારી ગાઇ ગુણ શ્રી પાસના,
વિનયકુશલ ગુરૂ ચરણ સેવક ગોઠી નામઈ ગહગહઈ,
કલિકાલમાહિ પાસ પરગટ સેવ કરતા સુખ લહઈ ૩૨

—પ્રા તી. સં. પૃ ૧૯૮-૨૦૦.

**૨. ઝાંઝરીઆ મુનિની સઝાય.** સં. ૧૬૭૭ વૈ. વ ૧૧ બુધ
સ્યાણામાં (છાણી ?)

**અંતે—**

સંવત સોલસત્તોતરે, સ્યાંણા નગર મઝારિ હો,
વઇશાખ વદિ એકાદસી, શુભિઉ ભિ બુધવાર હો ૧૦૦
વિજયદેવસૂરીસરૂ, ગણધરપદ ગણધાર હો,
તપગચ્છ નાયક ગુણનિલઉ, જિનસાસનનઉ સિણગાર હો. ઝા ૧

## ૨૨૦ સંઘવિજય (ત૦ હીરવિજયસૂરિ–કવિવિમલ અપર નામ ઉદ્યોતવિજય–ગુણવિજય શિ.)

(૪૩૪૯) શ્રી ઋષભદેવાધિદેવજિનરાજ સ્ત. સં. ૧૬૬૫ આસો શુદ ૩

આદિ— દુહા.

સરસતિ ભગતિ ભારતી, કવિજન કેરી માત,
અમૃત વચન નિજ ભગતનઈં આપો કરી પસાય.
શાસનદેવી ચિત્તિ ધરૂ, પ્રણમું નિજગુરૂ પાય,
પ્રથમ તીર્થંકર વર્ણવું, શ્રી રિસહેસર રાય. ૨
ભવ તેરહ સ્વામીતણા, હું સંખેપિ ભણેસ,
રચું તવન સ્વામીતણું, સાંભળ ભવ્ય કરેસ. ૩

* * * *

અંતે—

સંવત સોલ રસ કાય નિધાન એ સંવત્સર કહ્યો પ્રધાન,
આસો માસિ તૃતીયા ઉજ્વલી, કર્યું તવન પૂરણ મનિરલી. ૬૫
જિહાં પ્રભુ અવિચલ મેરૂ ગિરિંદ, જિહાં મહ ગ્રહતારા રવિચંદ,
તિહાં લગઈ શ્રી ઋષભચરિત્ર, ભણઇ ગણિસ્યઈ તસ જન્મ પવિત્ર. ૭૦

(કલશ)

એ પ્રથમ નરપતિ પ્રથમ મુનિવર પ્રથમ ભિક્ષાચર હવો
એ પ્રથમ જિનવર પ્રથમ કેવલી ભાવ આણી મઈં સ્તવ્યો,
તપગચ્છપતિ શ્રી વિજયસેનસૂરિ શ્રી વિજયદેવસૂરિ પટોધર
ગણિ ગુણવિજય શિષ્ય સિંઘવિજય કહિ સકલ સંઘ મંગલ કર. ૭૧

—ઇતિશ્રી ઋષભદેવાધિદેવ જિનરાજ સ્તવન સંપૂર્ણ. લિખિત સંવત ૧૬૭૦ વર્ષે માઘ માસ શુક્લપક્ષે પૂર્ણિમાતિથૌ સર્વપંડિતશિરોમણિ ગણિશ્રી ગુણવિજય શિષ્યગણિ સિંઘવિજયેન લિખિત શ્રી અણહિલપત્તન મધ્યે શ્રી ખેતરવસહી પાડે વાસતવ્ય શ્રાવિકા પુન્ય પ્રભાવક શ્રી દેવગુરુભક્તિકારક સાહ નાનજી પઠન કૃતેતિ ભદ્ર. ભૂપત્ર ૫–૩–૧૫ (વિ. ધ.)

અતીત અનાગત નઇ વર્ત્તતા, ચઉવીસી જિનવર વિહરતા,
ચોવીસીઇ જિન ચોવીસ, દસ ક્ષેત્ર ચોવીસી ત્રીસ ૩

× × × ×

અંતે—

એ જિનનામ પ્રસાદથકી તુ ભ૦ પૂત્ર કલત્ર પરિવાર તુ
ભાગ સોભાગ સોહામણા તુ ભ૦ લહિઇ જય જય કાર તુ,
તપગચ્છપતિ ગુરૂ મહ્હપતો તુ ભ૦ સકલસૂરિ સિરતાજ તુ,
શ્રી **વિજયસેન** સૂરીસરૂ તુ ભ૦ શ્રી **વિજયદેવ** યુવરાજ તુ.
તસગછિ ગુણરયણાયરૂ તુ ભ૦ સુવિહિત પડિત સીહ તુ,
શ્રી ગુરૂ કમલવિજય જયુ તુ ભ૦ **વિદ્યાવિજય** બુધ લીહ તુ,
તાસ ગીસ ઇણિપરિ કહિ તુ ભ૦ ચૈત્રી દિન રવિવાર તુ,
સવત **સોલ અડસઠિ** તુ ભ૦ ગઢ **જાલોર** મઝારિ તુ, ૭૯

કલશ

ઇમ સાંમુ સિંધુર ભુવનબધુર જિનધુરધર ધ્યાઇયા,
કરકમલ જોડી માન મોડી ભગતિ જુગતિ ગાઇયા,
શ્રી કમલવિજય મુણિદ વાચક ગુણવિજય કહિ જિનતણા
નિત નામ ભણુતા શ્રવણિ સુણતા ઘરે રગ વધામણા ૮૦

—ઇતિશ્રી ઐરવત ક્ષેત્ર ૧૫ ચોવીસી સ્ત૦ પચભરત પચ ઐરવત ૩૦ ચોવીસી ૭૨૦ જિનનામ સ્તવન લિખિત શ્રી રવિવર્દ્ધન ગણિભિ

**૨-સામાયક** સ૦ આદિ-ગોયમ ગણહર પ્રણમી પાય

અંતે—

સામાયિક કરજ્યો નિસદીસ, કહિ શ્રી કમલવિજય ગુરૂ સીસ. ૧૩
—ઉપરના બનેની પ્રત ૩-૨૩ જૈ. એ. ન. ૧૧૫૦

